જી. છ. સંઘવી સન્માન સ્મારક ગ્રંથમાળા : પુષ્પ ૨૨ મું

॥ श्री जिनवराय नमः ॥

# આદર્શ જૈન સંવાદો

(ભાગ પહેલો)



સંપાદક અને પ્રકા

**જીવણલાલ છગનલાલ સંઘવી**

અ. સ્થાનકવાસી જૈન કાર્યાલય

પંચભાઈની પોળ, અમદાવાદ.



આવૃત્તિ પહેલી. ઈ. સ. ૧૯૭૦

કિંમત : બે રૂપિયા

# પ્રસ્તાવના

જૈન પાઠશાળામા ભણતા બાળકોમા વકતૃત્વ-શક્તિ ખીલે, ધર્મના સસ્કારો રોપાય અને પર્યુષણમા કે પ્રસંગોચિત મેળાવડામાં લોક મનોરંજન અર્થે સંવાદો ભજવાય તે આધુનિક સમયમા આવકારપાત્ર હોવાથી, સ્થળે સ્થળે બાળકો સવાદો ભજવે છે પરન્તુ "મુલં નાસ્તિ કુત શાખા:" જ્યાં મૂળ જ ન હોય ત્યા શાખા ક્યાંથી થાય ? એ નિયમ મુજબ સવાદો ભજવવાના સાધનરૂપ પુસ્તકની આપણને જરુર પડે છે. ઘણી જૈન શાળાઓના શિક્ષકો અને વિદ્યાર્થીઓ આવા પુસ્તક માટે વર્ષોથી અમારી પાસે માગણી કરી રહ્યા હતા. અને અમને પણ આ ઉણપ સાલતી હતી. અમે છેવટે નિરધાર કર્યો કે કોઇ પણ ભોગે બાળકો માટે આધુનિક સવાદનુ એક પુસ્તક તો આપવું જ. અને તે માટે અમે સમાજના ભાઈબહેનો અને સવાદ-પ્રેમીઓ પાસે માગણી કરી. પરિણામે અમને ઠીક ઠીક સતોષ થાય તેવા સવાદો મળ્યા. તે પૈકી ૩૨ સંવાદો અમે આ પુસ્તક દ્વારા આપી સતોષ અનુભવીએ છીએ

જે જે સંવાદોમાં બધા પુરુષપાત્રો કે બધા સ્ત્રી પાત્રો છે તે તે સંવાદો ભજવવામા બાળકોને હરકત નથી, પણ જ્યા સ્ત્રી અને પુરુષ બંને પાત્રો એકજ સંવાદમા હોય છે ત્યા મુશ્કેલી અનુભવાય પણ તે માટે તો સ્ત્રી પાત્ર જ પુરુષસ્વાંગ ધરીને સંવાદના હાર્દને ન્યાય આપી શકે છે જેમના સંવાદો સ્થળ સંકોચને કારણે આ પસંદગીના અભાવે અમે લઈ શક્યા નથી તે માટે દિલગીર છીએ

જે જે ભાઈઓ, બહેનો અને મુનિઓએ સવાદો મોકલી અમને પ્રોત્સાહન આપ્યુ છે તે સૌનો અમે સહૃદય આભાર માનીએ છીએ.

મહા વદ ૭ શનિ. સંવત ૨૦૨૬ } સંઘસેવક
પંચભાઇની પોળ, અમદાવાદ } જીવણલાલ છગનલાલ સંઘવી

# સંવાદોનો અનુક્રમ

# (૧) વિદ્યા અને લક્ષ્મીનો સંવાદ

(લેખક–પં. ર. આ. શ્રી ચંપકમુનિજી મ.)

**પાત્રો :**–જ્ઞાનચંદ, લક્ષ્મીચંદ, પ્રવિણચંદ, નગરનરેશ–રાજસિંહ, મિત્રરાજા–દિલ્હીનરેશ–માનસિંહ, ચોર, કોટવાલ.

**જ્ઞાનચંદ :** આઈયે મિત્ર લક્ષ્મીચંદ! જયજીનેન્દ્ર.

**લક્ષ્મીચંદ :** જયજીનેન્દ્ર. કેમ મિત્ર, આનંદમાં તો ખરાને?

**જ્ઞાનચંદ :** હા ભાઈ, જિનેશ્વર દેવના શાસનના પ્રભાવે સર્વદા આનંદ જ વર્તે છે પણ મિત્ર લક્ષ્મીચંદ, શું તમે આજકાલ પાઠશાળા અને વિદ્યાલય બંને છોડી દીધા?

**લક્ષ્મીચંદ :** ભાઈ, ઘણું ભણ્યા. વધારે ભણીને કરવું છે શું? નકામા માથા ફોડવા? અને મગજને તોડવા? આખો દિવસ મહેનત કરી કરીને મરી જઈએ તો પણ માસ્તરની સોટી તો તૈયાર જ. વળી દિવસ આખો જેલની માફક પૂરાઈ રહેવું. કોઈની સાથે વાત કરીએ કે ભૂલે ચૂકે જરા જેટલીએ ગમ્મત કરી લીધી તો માસ્તરની આંખ રણે ચડેલ વીરની માફક લાલ થઈ જ છે. જેને માટે લોકો ભણે છે તે લક્ષ્મીની અમારા પર મહેર છે. પછી આવા કષ્ટ ઉઠાવવાની મૂર્ખતા કોણ કરે? જેને નોકરી જ કરવી છે અથવા બીજા કોઈ રસ્તે આજીવિકા ચલાવવી છે તે બિચારા ભલેને ભણ્યા કરે. ખરેખર તેઓ ન ભણે તો ખાય શું અને વ્યવહાર કેમ ચલાવે? એટલે ભણવું જ પડેને! આપણે તો હવે એ લપમાં પડવું જ નથી.

**જ્ઞાનચંદ :** હા, હા, હા, હા, બંધુ! લક્ષ્મી દેવીએ થોડા જ દિવસોમા તમને સારા સકંજામાં લઈ લીધા છે. આ શબ્દો તમારા નથી, પણ લક્ષ્મીના ઘેનમાં બોલાયેલા છે. તમે લક્ષ્મીનંદન, વિદ્યાની

કિંમત કેવળ ઉદર ભરણુ પૂરતી કરે, તેમા કાંઈ નવિન નથી કાગડો દ્રાક્ષને ખાટી કહે ઘુવડ સૂર્યને અધકાર વેરનાર કહે કે અમૃતસમાન મીષ્ટ શેરડીને કડવી કહે તો તેમા કંઈ તે ચીજની કિંમત ઘટતી નથી પણ પ્રાણીનો સ્વભાવ જ એવો છે મલયગીરીનુ અસલ સુગધી ચદન ઘસીને રાખેલી એક વાટકી જોતા માખી મોઢું મચકોડીને ચાલી જ જાય છે ને?

**લક્ષ્મીચદ** ઠીક મિત્ર, તમે અમારી કિંમત પશુની સાથે આંકી! આનો અર્થ એ જ કે અમે પણ તેના જેવા અક્કલ વિનાના એટલે પશુ જ છીએ

**જ્ઞાનચદ:** મિત્ર, શાસ્ત્ર કહે છે **વિદ્યા વિહીન પશુ:।** વિદ્યા વિનાનો માણસ પશુ જ લેખાય છે લક્ષ્મીથી માનવંના આવતી નથી પણ જ્ઞાનથી આવે છે જ્ઞાનવિનાની લક્ષ્મી ભારરૂપ થાય છે કોઈ એક વાદરાને સુંદર રેશમી વસ્ત્રો પહેરાવવામા આવે, ડોકમા મૂલ્યવાન રત્નહાર નાખવામાં આવે, માથે મણીની કાન્તિવાળો મુગટ ચડાવવામાં આવે, સુવર્ણ સિંહાસન પર બેસાડવામા આવે અને સામે રત્નમણી, માણેક, સુવર્ણ આદિનો ઢગલો કરી આપવામા આવે, આથી તે માણસ તો નહિ જ કહેવાય, ઠીક એવી રીતે મનુષ્યનુ શરીર ધારણ કરીને પણ વિદ્યા અને સરકાર પ્રાપ્ત ન કરે તો ખરેખર તે મનુષ્યાકારી પશુ જ છે પછી ભલે લક્ષ્મી ગમે તેટલી હોય.

**લક્ષ્મીચંદ:** જ્ઞાનચંદ, જ્ઞાનચંદ જરા સંભાળીને બોલ. વિચાર કર, એ વિદ્યાનું ગુમાન કરવાવાળા વેદિયા! જરા જો, ભણી ભણીને માથું કાણુ કરીને આંખે આંધળા બનીને પણ તમારે શ્રીમંતનો જ આશ્રય લેવો પડે છે વિદ્યા ખાવા આપતી નથી. ગમે તેટલું ભણ્યા પછી પણ તમારે અમારે શરણે આવવું જ પડશે. ભલે અમે પશુ જેવા ગણાઇએ પણ તારે તો અમારા પશુ સંભાળવા પડશે અમારા રડતા બાળ રમાડવા પડશે ગુલામી સિવાય તમને બીજુ શુ સુઝવાનું?

**જ્ઞાનચંદ** :– આતો તમારા લોકોનું મિથ્યાભિમાન છે. ખરી રીતે તો તમારે જ વિદ્વાનને શોધતા જવું પડશે. " એક આનાનું શેર તો ચાર પૈસાનું કેટલું ?" તેનું પણ તમને ભાન હોતું નથી. કાળા અક્ષરને કૂટી માર્યા હોય, ચોપડો કેમ લખાય કે નામું કેમ લખાય તેનું પણ તમને ભાન હોતું નથી એટલે તમારો બધો જ વ્યવહાર સુખરૂપ ચલાવવા તમને વિદ્વાનની જરૂર પડે જ છે વાસ્તવમાં મિલ્કત પર નામ ભલે તમારૂં હોય પણ ઉપભોગ તો વિદ્વાનો જ કરે છે.

**લક્ષ્મીચંદ** :– એ વિદ્યાની ડંફાસ મારવા વાળા ! આ તને પહેરવા માટે બારીક કપડાં અને કિંમતી રેશમી વસ્ત્રો, ઓઢવા માટે ગરમ શાલ-દુશાલા, શરીરને શોભાવવા માટે મણિ, રત્ન, સુવર્ણાદિ ઘરેણાં, સુગંધ માટે ઉત્તમ તેલ અત્તર, બેસવા માટે રથ–ઘોડા–પાલખી–મોટર, ફરવા માટે બાગ–બગીચા–આરામ–ગૃહ આદિ અમારે માટે તૈયાર જ હોય છે. અને મનહર નવયૌવનાઓ પંખા ચલાવતી હોય, ચારે તરફ "પધારો, પધારો"ના પોકાર થતા હોય, જ્યાં જાય ત્યાં ગાદી તકીયો તૈયાર જ, **सर्वे गुणा कांचनमाश्रयन्ति ।** તેમ ગુણો લક્ષ્મીને આધીન રહે છે. નગરશેઠ થવું હોય કે જે. પી. થવું હોય તો લક્ષ્મીથી જ થવાય છે. ડહાપણનું ત્યાં કામ નથી. સમજ્યો ?

**જ્ઞાનચંદ** :– બસ તમારા સુખની સીમા આવી રહી. આ પૌદગલિક ચીજોમાં જ તમે સુખ માનો છો એજ તમારી મોટી મૂર્ખતા છે. જુઓ એ ઝવેરાતના દાગીના પહેરી કે રેશમી વસ્ત્રો થી શરીરને આચ્છાદિત કરી બહાર નીકળતા પહેલાં તમને કેટલો ભય રહે છે ? અને કેટલાકને તો પ્રાણ પણ ગુમાવવા પડે છે. ચોરથી ડરવું પડે છે. રાજાની ખુશામત કરવી પડે છે. અગ્નિથી સદા સાવધ રહેવું પડે છે અને મોટરમાં બેસી જંગલમા ફરવા ગયા ને પંચર પડ્યું ત્યાં તમારી શી સ્થિતિ થાય ? અથવા ધાડપાડુ આવીને લુંટી લે, ઘરને સાફ કરી જાય તો એ આનંદ તમને કેટલો શોક આપે

છે ! અને પછી તમને આજીવિકા કરવી પણ ભારે થઇ પડે છે. જીવનભર આંસુ સારવા પડે છે કે સદાવ્રતના દાણા શોધવા પડે છે ! જ્યારે જ્ઞાનીના આનંદને કોઈ લુંટી શકતું નથી. કે ખાળી શકતું નથી. અથવા તો કોઈ ભાગ માગી શકતું નથી. બીજા તો શું ખુદ રાજા પણ તેમાં વિઘ્ન કરી શકતો નથી તેનું જ્ઞાનધન સદા સાથે જ હોય છે અને તેથી તે નીડર હોય છે જ્યારે તમારે જરા કોઈ અવાજ થાય કે જીવ તલપાપડ થાય છે. એક ઉંદર પણ તમારા કરતાં વધારે નીડર હોય છે.

**લક્ષ્મી**—ત્યારે શું તમે એમ કહી શકો છો કે વિદ્વાનને કોઈ કષ્ટ જ આવતું નથી ! વિદ્યા ભણવાથી કર્મ બધાં બળીને ભસ્મ થાય અને દુઃખ આવે જ નહિ અને તો તો મોક્ષનો માર્ગ કેવળ વિદ્યાજ કહેવી પડે ને !

**જ્ઞાન :** ના ભાઈ, તેમ નથી કષ્ટ તો વિદ્વાનને પણ આવી જાય. કર્મ કોઇને છોડતું નથી પણ વિદ્વાન તેમાંથી ધૈર્ય પૂર્વક પોતાનો રસ્તો શોધી શકે છે અને તમારે તો ગાડા નીચે દબાયેલા બળદની માફક રુંગળાઈ મરવું જ પડે, સમજ્યા સાહેબ ?

**લક્ષ્મી :**—હા સમજ્યા. દુનિયામાં સૌ પોતપોતાની પ્રશંસા કરે છે પોતાની માતાને કોણ ડાકણ કહે ? એમ તું આજ મારી ખૂબ શેખી ઉડાવી રહ્યો છું પણ યાદ રાખજે, તારે એક દિવસ મારા દ્વારપાળની ખુશામત કરવી જ પડશે.

**જ્ઞાન :**— આવું ખાલી ઘમંડ ક્યાં સુધી કરીશ ? જો સાંભળ. વિદ્વાન વિના તમારા લોકોને ઘડીભર ચાલવાનું જ નથી. કોઇ પૈસા ડુબાવે તો સલાહ કોની લેવા જશો ? વકીલની. ' ઓ વકીલ સાહેબ, આ થેલી લ્યો પણ કંઈ રીતે કેસ જીતીએ તે બતાવો.' તાવ આવ્યો કે બિમાર થયા, ચાલો ડૉકટર સાહેબ પાસે. અરે સાહેબ, હજુ નાની વય છે, કાંઇ ખાધું કેખરચ્યું નથી. ભંડાર ભર્યા છે. હમણાંજ લગ્ન

થયા છે. સુખ ભોગવવાનો સમય આવ્યો ત્યાં તો બિમારીએ ઘેરી લીધો છે. કહ્ય રીતે બચું ? ઓ ડોકટર સાહેબ, બચાવો બચાવો અને નોટોના બંડલ સેરવવા પડે છે. ડોકટર સાહેબના ગજવામાં. આથી જ તમોને મનુષ્યાકારી પશુ કહ્યા છે. જ્ઞાનથી જ માણસ બની શકાય છે.

**લક્ષ્મી :–** અરે, અમને પશુ માનવા વાળા મૂર્ખ ! અમે તો કોઇ વખત એવી મુશ્કેલીમાં આવી પહીએ તો પૈસાથી કામ કાઢી લઇએ. પણ તમો વિદ્યામાં જ સર્વ સાર્થકતા માનવા વાળા કોઇ મુસીબતમાં આવી પડો તો શું આપીને છુટો ? અને એટલા માટે તો લક્ષ્મી શ્રેષ્ઠ છે એમ કહું છું ને ?

**જ્ઞાન :–** ઘણી વખત લક્ષ્મીથી કામ નથી નીકળી શકતું ત્યાં વિદ્યા જ કામ આવે છે. વળી લક્ષ્મીથી કામ કરી લઇએ છીએ એમ જે તમે કહો છો ત્યાં પણ ભૂલો છો. લક્ષ્મી વિદ્વાનના હાથમાં મૂકો છો ત્યારે તો વિદ્વાન કામ કરી આપે છે ને ? વળી લક્ષ્મીનો ઉપભોગ પણ વિદ્યા જ શીખવે છે.

( મિત્ર પ્રવિણચંદ્ર આવે છે )

**પ્રવિણ :–** જયજીનેન્દ્ર બંધુ જ્ઞાનચંદ, હું તો આપને બોલાવવા જઈ રહ્યો હતો. આજે કેમ મોડું થયું ? અને આ તો પેલા લક્ષ્મીચંદ શેઠ. ' કેમ શું છે ? બંને બાલમિત્રો આમ ઉગ્ર સ્વરૂપમાં કેમ દેખાવ છો ?

**લક્ષ્મી :–** જો પ્રવિણ, આ જ્ઞાનચંદ એના સિવાય બધાને પશુ જ માને છે.

**જ્ઞાન :** પણ એમાં ખોટું શું છે ? કોઇ એક કાગડો પીંછે પીંછે મોતી ટાંકી ચાંચ પર રત્ન જડાવી ડોકમાં હીરાના હાર નાખી હંસની સભામાં જઈ બેસે તો કેટલો શોભશે ? અને કયાં સુધી ? ગમે તેટલા રત્નોથી પણ હંસના ગુણો ધારણ કરી શકશે ? ના,

નહિ જ કરી શકે હંસને બોલતો સાભળતા જ બિચારો કાગડો શરમાઇ નીચુ મુખ કરી ચાલ્યો જશે તેમ વિદ્વાનની સભામાં આ નર પશુ ગમે તેટલા વસ્ત્રાલંકારો ધારણ કરી જાય પણ શીઘ્ર પણે પીઠ બતાવવા જ ઇચ્છા થશે.

**લક્ષ્મી :**–બસ બહુ થયુ ? હવે તારી જીભાન બધ કર. મારે તારૂ સાભળવુ જ નથી તું હંસ અને હુ કાગડો ? તુ માણુસ ને હું પશુ ? જેમ ફાવે તેમ બકયે જ જાય છે

**પ્રવિણ :** મિત્રો, શાતિ રાખો ગરમ થવાની જરૂર નથી. આપણે આ વાતનો નિર્ણય લાવવો જ જોઈએ લક્ષ્મી સુખદ છે યા વિદ્યા ? ' લક્ષ્મી વિના ઘર સુના ગણાય છે જ્યારે વિદ્યા વિનાનું જીવન અગનગલ રતન વત્ નિષ્ફળ મનાય છે. હુ તો ધારૂં છું કે આપણે આ નિર્ણય રાજસભામા જઇ કરીએ, જેથી ખરૂં સત્ય બહાર આવશે

**લક્ષ્મી :**– હા, ચાલો..રાજદ્વારે જઇએ હું આવવાને તૈયાર છું અને રાજા તરફથી મળેલ ન્યાય સર્વને મંજુર રહેશે

**જ્ઞાન :**– ભલે હુ તો તૈયાર જ છું

( ત્રણે રાજસભામા જાય છે )

[નગર નરેશને જોઈ ત્રણે મિત્રો સાથે બોલે છે "મહારાજાનો જય હો, વિજય હો, '

**પ્રવિણ :**– રાજન, આજે અમે આપની પાસે એક ખાસ નિર્ણય સાભળવા આવ્યા છીએ

**રાજસિંહ :**– એવો શું ખાસ નિર્ણય છે કે જેને માટે તમારે અહિં સુધી આવવુ પડ્યું !

**પ્રવિણ :**– આ જ્ઞાનચંદ વિદ્યા વિના જીવન શૂન્ય બતાવે છે, જ્યારે લક્ષ્મીચંદ લક્ષ્મી વિના ચારેય દિશા સૂની જણાવે છે અને જનતા પણ એ જ જાણવા ઇચ્છે છે કે એમાં ઉત્તમ શું ?

**રાજસિંહ :**–પ્રવિણચંદ્ર, તમારી વાત ઠીક છે, પણ આ કાર્ય ઘણી ઉંચી શ્રેણીનું છે. વાણી વિલાસનું નથી એટલે કે બોલવા માત્રથી વિશેષ લાભદાયી નહિ નીવડે. જ્યારે તેનો જાતિ અનુભવ કરાવવામાં આવે, તો જનતા પણ સારી રીતે સમજી શકે. બોલો, તમે બંને મિત્રો જાતિ અનુભવ કરવામાં આવી પડતાં કષ્ટો સહન કરી લેવા તૈયાર છો? ભલે, લક્ષ્મીચંદને પોતાની લક્ષ્મીનો અને જ્ઞાનચંદને પોતાની વિદ્યાનો ઉપયોગ કરવાની છૂટ રહેશે. બોલો છો તૈયાર?

**બંને :**–હા, રાજન, આપ કહો તેવી કસોટીમાં ઉતરવા અમે તૈયાર છીએ, પણ અમને આખરી નિર્ણય મળવો જોઇએ.

(રાજા જરા વિચાર કરી એક પત્ર લખી કવરમાં બંધ કરી આપે છે)

**રાજસિંહ :**– તો લો આ બંધ કવર. દિલ્હી નરેશ મારા મિત્ર છે, વળી વિચારશીલ અને બુદ્ધિમાન છે, તેઓ યોગ્ય જ નિર્ણય આપશે. મેં વિગત પત્રમાં લખી છે.

(બંને મિત્રો કાગળ લઇ લે છે)

**જ્ઞાન :**– મિત્ર લક્ષ્મીચંદ, લાંબી મુસાફરી છે. તમારે નોટોના બંડલ ગજવામાં ચડાવવા હોય તેટલા ચડાવી લો. અને લક્ષ્મીની મહત્તા જનતાને બતાવી આપો. મારે તો જે કાંઈ છે તે સાથે જ છે, નવું કાંઈ જ લેવાનું નથી.

(લક્ષ્મીચંદ નોટોના બંડલ ગજવામાં મૂકે છે. બંને ચાલવા લાગે છે. આગળ ચાલતા ચોર મળે છે)

**૧ લો ચોર :**– અરે આજ તો શૂકન ઘણા જ સારા થયા. જો જો, કોઈ માલદાર લાગે છે. વળી વાણિયાભાઈ લાગે છે. એક બે તમાચા ચડાવી ખેંચી લ્યો બધું.

**૨ જો ચોર :–** હા લાગે છે માલદાર, હમણા ફરી આ ધંધો કરવો જ નહિ પડે.

**૧ લો ચોર** – અલા એ વાણિયાભાઈ, લાવો, કાઢો ગજ-વામાં શુ છે ? કાઢવા માંડો.

**લક્ષ્મી :–** અરે ભાઇ સાબ, અમારી પાસે કાઈજ નથી. અમને વટેમાર્ગુને શું કામ હેરાન કરો છો ? જવા દો ને

**૨ જો ચોર :–**અરે જોવો છો શુ ? એકાદ ચડાવને એટલે ઝટ માની જશે

(તમાચો ચડાવે છે, લક્ષ્મીચંદ ધ્રુજતા ધ્રુજતા નોટો કાઢી આપે છે અને ચોર કપડાં ઉતરાવે છે જ્ઞાનચંદ ગરબી ગાવામાં લીન બને છે અને તેનુ ગાન સાંભળી ચોર કુદવા લાગે છે

## ગરબી

મને મહેર કરીને વહેલા તારજો જી
મારા આતમના કારજ સારજો જી...મને.
પ્રભુ વીર જીનંદ શાસન ધણી જી
મારી વિનતડી અવધારજો જી ..મને.
પ્રભુ દોષભરી છે મારી આતમા જી
મારા અવગુણ દૂર નિવારજો જી .મને
પ્રભુ શરણે આવ્યો છું હુ આપના જી
મારા આતમના કારજ સારજો જી .મને
પ્રભુ અરજી અમારી ઉરે ધરો જી
મને ભવસાગર પાર ઉતારજો જી...મને.

(ચોરો બહુ ખુશ થાય છે.ફરી એક વખત ગવરાવો એવી માગણી કરે છે)

**૧ લો ચોર .–** આ શેઠે આપણને ઘણા ખુશી કર્યા છે માટે એમને નો લૂંટાય હો.

**૨ જો ચોર :–** હા ભાઇ, આ તો પ્રભુના ભજન ગાય છે,

ગત છે, ભગત. ઈને આમ કરી લૂંટાય? ઈને તો પગે લાગો પગે. બાપુ, પગે લાગીએ.'

**જ્ઞાનચંદ :-** ભાઈ, ખુશી રહો પણ હવેથી આવા ધંધા કરશો નહિ. બધા જીવ ભગવાનના પુત્ર ગણાય છે. જો બીજાને દુઃખ આપીએ તો પ્રભુને સારું ન લાગે અને હવે તમારી પાસે ઘણું ધન આવ્યું છે. હવે લૂંટવાનો ધંધો છોડી દેજો.

**૧ લો ચોર :-** ભલે બાપુ તમે કો ઇમ. હવે કોઇને નઈ લૂંટીએ. અલ્યા કાનિયા મૂક પાણી.

**૨ જો ચોર :-** આ પાણી. હવે ભગવાનની સાખે ચોરી ન કરવી.

**જ્ઞાનચંદ :-** મિત્રો, બીજું તો ઠીક પણ આ મારા મિત્રના કપડા પાછા આપો તો ઠીક.

**૧ લો ચોર :-** લો બાપુ, બીજું કાંઇ? આગળ મૂકવા આવું?

**જ્ઞાન :-** ના ભાઇ, મારી પાસે હવે કાંઇ જોખમ નથી. અમે ચાલ્યા જઈશું.

**ચોર :-** તારે, લો બાપુ, રામરામ.

**જ્ઞાન :-** હા ભાઈ, રામરામ.

(ચોર ચાલ્યા જાય છે અને આ બંને મિત્રો પણ જાય છે. દિલ્હી પહોંચે છે. ત્યાં રાજદરબારમાં જાય છે)

**બંને મિત્રો :-** રાજાનો જય હો, વિજય હો.

**દિલ્હી નરેશ**

**માનસિંહ :-** કેમ ભાઇઓ, ક્યાંથી આવો છો?

**જ્ઞાન :-** રાજન, અમે ઉજ્જૈનથી આવીએ છીએ. ત્યાંના રાજાએ અમારી સાથે એક પત્ર આપના ઉપર મોકલ્યો છે તે આપ સ્વીકારો અને અમને ઉચિત ન્યાય આપો.

(નરેશ પત્ર લ્યે છે, વાંચે છે)

" રાજાધિરાજ મિત્રરાજ માનસિંહજી, શ્રી દિલ્હી,

આવેલ બંને માણસો રાજના મહાન ગુનેગાર છે જેથી આપની સેવામાં મોકલ્યા છે તો વિના વિલંબે બંનેને દેહાન્ત દંડ આપશો.

લિ આપનો મિત્ર રાજસિંહ.

**માનસિંહ :-** અરે આ શું ? ગમે તેમ હોય પણ મિત્રની આજ્ઞા માનવી જ જોઈએ

અરે કોટવાલ, આ બંનેને કબજામાં લ્યો અને ગામ બહાર જઈ તેની કતલ કરો.

**કોટવાલ :-** જેવી હજુરની આજ્ઞા.

( બંનેના હાથ બાંધી આગળ લઈ જાય છે લક્ષ્મીચંદ તો ગભરાઇ જ જાય છે રડવા લાગે છે અને માથું કુટવા લાગે છે )

**લક્ષ્મી** - અરેરે, આ શું થયું ? આતો મૃત્યુનુ ફરમાન થયું. હવે શું થશે ? ઘર દૂર રહ્યું, સગા વ્હાલા દુર રહ્યા, તિજોરીઓ પણ દુર રહી હવે આ મૃત્યુના મુખમાથી કોણ બચાવે ? અમે તો ન્યાય માગ્યો હતો અને આ તો મૃત્યુ મળ્યું. પ્રભો ! પ્રભો ! દયા કર, દયા કર લાડીજીનું શું થશે ? મોટરો અને ગાડીઓ સતી થઇ જશે હવેલીમાં આનંદને બદલે રોકકળ થશે, ભોગ લાગ્યા ને આ જ્ઞાનીયો સામે મળ્યો અને વિવાદમાં ઉતર્યો આવું પરિણામ આવશે એની ખબર હોત તો વાદમાં ઉતરત જ નહિ. નોટોના બંડલ ચોરે ખલાસ કર્યાં એ તો સહન કરી લીધું પણ આ તો જીવન છોડવાનો વખત આવ્યો. હે પ્રભો, બચાવો (૨) હવે તો તમારૂં જ શરણ છે. અહિં બીજો કોઇ રસ્તો નથી.

( આમ રડતો જાય છે અને બોલતો જાય છે )

પણ આ જ્ઞાનીયો કેમ ઠંડો થઇ ઉભો છે. જરા પણ ફિકર તેના મોઢાપર નથી ઉલ્ટો હસી રહ્યો છે. કેમ જ્ઞાનચંદ, તને મૃત્યુ વહાલું લાગે છે ?

**જ્ઞાન :-** મિત્ર, મૃત્યુ કોને વહાલું લાગે ? પણ તું આમ રડવા કૂટવા કેમ લાગી ગયો ? શું રડવા કૂટવાથી મૃત્યુ દૂર થશે ખરું ? તું તો લક્ષ્મીપતિ છે, કર ઉપયોગ લક્ષ્મીનો અને મૃત્યુના આવરણને દુર કર. તું કહેતો હતો ને કે બધા જ કામ લક્ષ્મી દ્વારા સિદ્ધ થાય છે, તો હવે બતાવ લક્ષ્મીનું જોર અને કર બંનેનો બચાવ. છતી લક્ષ્મીએ શા માટે મરવું જોઈએ ?

**લક્ષ્મી :-** મિત્ર, તું પણ ઠીક દાઝ્યા પર ડામ દે છે. આતો રાજ આજ્ઞા. જો, યમદૂતો સામે જ દેખાય છે. અહિં લક્ષ્મી શું કામ લાગે ? શું તને મૃત્યુનો ડર લાગતો નથી ?

**જ્ઞાન :-**ના ના, જરાયે નહિ, એ તો ગમે ત્યારે આવવાનું જ છે. તેનાથી ડરીને છુપાવાનું કોઈ સ્થાન છે જ નહિ પણ હજુ તો મૃત્યુ છે જ ક્યાં ?

**લક્ષ્મી :-**ત્યારે આ શું ખોટો હુકમ કર્યો છે ? શું આ રમત છે ?

**જ્ઞાન :-**ના મિત્ર, રાજા ખોટો હુકમ કરે જ નહિ. સામે જો, જલ્લાદો તલવાર તેજ કરી રહયા છે.

**લક્ષ્મી :-**અરે મરી ગયા રે બાપ. મારાથી તો તેની સામે પણ જોવાતું નથી. પણ તને આવા સમયે હસવું કેમ આવે છે !

**જ્ઞાન :-**એ જ જ્ઞાનનો પ્રભાવ છે. જ્ઞાની સદા સર્વદા આનંદમાં જ રહે છે. ગમે તેવા સમયમાં પણ તે પોતાનો સમભાવ ગુમાવતો નથી અને સમભાવમાં રહેલો આત્મા કંઈ ને કંઈ રસ્તો શોધી કાઢી શકે છે. જો તને મૃત્યુનો ડર લાગતો હોય, તારી લક્ષ્મી તને બચાવી ન શકતી હોય તો અને બચવાની ઇચ્છા હોય તો કહે કે હું હાર્યો એટલે વિદ્યાના બળે હમણાં જ તને છૂટો કરાવી શકુ છું.

**લક્ષ્મી :-** શું ? જ્ઞાનચંદ ખરું કહે છે ? અરે મિત્ર, તારો

પાડ માનુ. મને એક વાર બચાવ, મિત્ર, એકવાર નહિ સો વાર હું હાર્યો અને તું જીત્યો, તારા પગે પડું, તારી વિદ્યાની શક્તિ અજમાવ અને મને બચાવ.

**જ્ઞાન** :–પણ યાદ રાખ પછી લક્ષ્મીની ડંફાશ કદી નહિ કરે ને ?

**લક્ષ્મી** :–અરે ભાઇ, એક વખત આમાંથી બચાવ તો સદાને માટે તારો દાસ બની રહીશ. તને આખું જીવન ચાલે તેટલી લક્ષ્મી આપીશ પણ મને બચાવ.

**જ્ઞાન** :–ચાલ ત્યારે હવે હું કહું તેમ કરવાનું. બસ હસવા માંડ જોર જોરથી હસ અને મોટેથી બોલ કે 'મને પહેલો' હું કહીશ કે 'મને પહેલો'

(બંને જણા આપસમાં "મને પહેલો" (૨) કહી લડે છે. તે જોઇ કોટવાળ આશ્ચર્ય પામે છે અને પૂછે છે, પણ કંઇ જવાબ મળતો નથી ફક્ત એટલું જ કહે છે "જલ્દી કરો, વિલંબ શા માટે? મને પહેલો")

(કોટવાલ રાજા પાસે જાય છે)

**કોટવાલ** :–રાજન, કઇને કંઈ આશ્ચર્યકારી ઘટના છે. કતલ કરવાને લઇ જવાયેલા બંને પરદેશી શખ્સોના મુખ પર વિષાદને બદલે આનંદ છે. એટલું જ નહિ પણ પહેલો થવા માટે લડાલડી કરે છે. બીજો કંઇ જવાબ આપતા નથી.

**માનસિંહ** :–જલ્દી કરો એમ જ બોલે છે માટે આ કાર્ય ફરી તપાસ માગે છે લાવો અહિં પાછા બોલાવો.

(કોટવાલ જાય છે. બંનેને લાવે છે)

**જ્ઞાન** :–રાજન, કેમ ઢીલ કરવામાં આવે છે! જલ્દી કરો, આવી અનુપમ તક ફરીને મળવાની નથી. આ સુવર્ણ સમય વ્યતિત થઇ રહ્યો છે માટે ઉતાવળ રાખો.

**લક્ષ્મી** :–પહેલો હું હો.

**માનસિંહ** :–ભાઈ જ્ઞાનચંદ, તમારો મૃત્યુને ભેટવાનો હર્ષ મને અજાયબ લાગે છે. શું કારણ છે તે સમજાવો.

**જ્ઞાન** : સાહેબ, કંઇ જ નથી, જલ્દી કરો. દેશ સેવા કરવાનો આવો અમૂલ્ય સમય ક્યારે પ્રાપ્ત થાય? દધિચિ ઋષિએ પોતાના બરડાનું હાડકું આપી દેવોને વિજયશીલ બનાવી અમર નામ બનાવ્યું તેમ અમને પણ દેશને બચાવી અમર નામના પ્રાપ્ત કરવાનો અમૂલ્ય અવસર મળ્યો છે પછી વિલંબ શા માટે?

**નરેશ** :–જ્ઞાનચંદ્ર, મારું ધૈર્ય ખૂટતું જાય છે. તમે જલ્દી કહો, તમારા વધમાં દેશસેવા કેવી રીતે સમાયેલી છે?

**જ્ઞાન** :–રાજન, કહેવાની મના છે, કારણ વાત ખુલ્લી થયા પછી તમે અમારો વધ કરશો નહિ. અને મળતો લાભ અમે ગુમાવી બેસશું.

**નરેશ** :–નહિ, તમારે કહેવું જ પડશે. જલ્દી કરો.

**જ્ઞાન** :–રાજન, શા માટે હઠ કરો છો? એટલો તો વિચાર કરો કે જલ્લાદો ત્યાં ન હતા? અને હતા તો પછી તેની તલવારો બુઠ્ઠી થઇ ગઈ હતી કે અહિં તમારી પાસે મોકલ્યા!

**નરેશ** :–હવે મને એ જ વિચાર આવે છે અને પ્રથમ વિચાર નહિ કરવા બદલ પસ્તાવો થાય છે, પણ કહો તો ખરા, અહીં મારા રાજ્યમાં તમારી કતલ કરાવવામાં રાજા રાજસિંહનો શો હેતુ હતો! મને સત્ય કહો.

**જ્ઞાન** :–રાજન, કહેવા યોગ્ય નથી પણ આપનો અતિ આગ્રહ છે એટલે બોલવું જ પડે છે. જુઓ. એક વખત એક નિમિત્તિઓ આવ્યો. તેણે ત્રણે કાળની કેટલીક વાતો કહી નાખી, એવામાં અમારા પર દૃષ્ટિ ગઈ. બરાબર જોઇ નિદાન કરી રાજાને કહ્યું કે આ બે માણસનું લોહી જ્યાં રેડાશે ત્યાં મહામરકી

ચાલશે. પ્રદેશ લગભગ ઉજ્જડ જેવો થશે અને એમાં પહેલો ઘવાશે તે જ દેશનો રાજા થશે અને તે વસ્તી વધારવા પ્રયત્ન કરશે. રાજ્યને ફરી આબાદ બનાવશે.

**નરેશ** :–અરે જ્ઞાનચંદ્ર, તું આ શું બોલે છે? મારા અવિચારી કાર્યનું પરિણામ કેટલું બુરું આવત? મારા સારા દેશને હું પાયમાલ કરી નાખત અને હું પોતે પણ કાળનો કોળિયો બની જાત રાજસિંહ રાજાએ પણ મિત્રતા તો સારી સાચવી! રાજ્યના કાવાદાવા આવા જ હોય છે

**જ્ઞાન** :–અને માત્ર ભૂમિનું રક્ષણ કરવા અમે આ રીતે મરવાનુ કીધુ. પોતાની ભૂમિમા લોહી ભૂલથી પણ ન રેડાવા પામે માટે અહિ અમને મોકલવામા આવ્યા.

**નરેશ** –હા, હવે હુ સપૂર્ણ સમજી શકયો છું કે તમારું લોહી મારા દેશમા પાડી મારા રાજ્યને પાયમાલ બનાવી એ રાજસિંહને પોતાના રાજ્યને આબાદ બનાવવું હતુ. ઓ જ્ઞાનચદ્ર, તારો આભાર માનુ છુ આજ જો તુ સત્ય પ્રગટ ન કરત તો હું દેશ ઘાતક બની જાત. મત્રીશ્રી, જ્ઞાનચંદ્રને એક જોડી કિંમતી વસ્ત્ર તથા એક હજાર સોના મહોર ભેટ અર્પણ કરો અને એક સારો રથ જોડાવી શીઘ્રપણે ઉજ્જૈનની હદમા પહોચતા કરો. જ્ઞાનચંદ્ર, રાજસિંહને કહેજે કે તૈયાર બની રહે, તારી કૃતિનો બદલો આપવા મારા સૈનિકોની તલવાર મ્યાન છોડી રહી છે અને બનતી ત્વરાએ અમે ઉજ્જૈનના મહેમાન બનશું.

(બને જાય છે.) (ઉજ્જૈનની રાજસભામા)

**બંને** :–મહારાજાનો જય હો, વિજય હો

**નગર નરેશ રાજસિંહ** :–કેમ, તમે આવી પહોંચ્યા? શરીર તો કુશળ છો ને?

**લક્ષ્મી** :–હા સાહેબ, કુશળ તો છીએ પણ આપે તો ઠીક

ચાર ઘડી નાખ્યો હતો. સારું થયું કે જ્ઞાનચંદ્ર હતો, નહિ તો ફરી આ દેશના દર્શન દુર્લભ જ હતા.

**રાજસિંહ** :–પણ નિર્ણય શું લાવ્યા ?

**લક્ષ્મી** :–રાજન, નિર્ણય એ કે હું ખોટો હતો, જ્ઞાનચંદ્રની વિદ્યાના બળે અમે જીવતા આવ્યા ( ત્યાંની હકીકત કહે છે ) કે રાજન મારું ગુમાન ખોટું હતું. વિદ્યા વિનાની લક્ષ્મી કુતરાની પૂંછડી માફક નકામી છે. જેમ તે પ્રાણી પૂંછડી વડે ડાંસ મચ્છર ઉડાડી શકતા નથી કે તે પોતાનું ગુપ્તાંગ ઢાંકી પણ શકતા નથી તેમ જ્ઞાન વિનાની લક્ષ્મી પોતાનું, કોઈપણ હિતકાર્ય સાધી શકતી નથી. જ્ઞાનચંદ્ર ન હોત તો મૃત્યુ જ હતું. એણે બંનેને બચાવ્યા અને ઉપરથી શિરપાવ લીધો, ચોરો સાથે પણ મિત્રતા બાંધી. શો વિદ્યાનો પ્રભાવ છે ?

**રાજસિંહ** :– કેમ, ત્યારે હવે તમે અનુભવ કરી કહી શકો છો ને કે મનુષ્ય જીવનમાં વિદ્યાની ખાસ જરૂર છે. વિદ્યા વિનાના જીવનને પશુ જીવન કહે તો ખોટું તો નથી ને લક્ષ્મીચંદ સાહેબ !

**રાજસિંહ** :– ( સભાને ) આ જ્ઞાનચંદ અને લક્ષ્મીચંદના જીવનના જોખમવાળા અનુભવ પરથી સિદ્ધ થાય છે કે માનવતાનું મીઠું ભૂષણ વિદ્યા છે. માનવતાની સાર્થકતા વિદ્યા વડે જ થઈ શકે છે. કહ્યું છે કે—

રાગ–શાર્દૂલ

વિદ્યા નામ નરસ્ય રૂપ મધિકં, વિદ્યા પ્રચ્છન્નં ધનં,
વિદ્યા ભોગ કરી યશઃ સુખ કરી, વિદ્યા ગુરૂણાં ગુરૂ;
વિદ્યા બંધુજનો વિદેશગમને, વિદ્યા પરં દૈવતં,
વિદ્યા રાજસુ પૂજ્યતે નહિ ધનં, વિદ્યા વિહીનં પશુ;

રુપ ભલે કુરૂપ હોય પણ વિદ્યા હોય તો તે માનનીય ગણાય છે. મનુષ્યનો સાચો ગુપ્ત ધન ભંડાર વિદ્યા જ છે. જે સાથે જ રહેવા છતાં કોઈ ચોરી શકતું નથી. ખરેખર યશકીર્તિ વિદ્યા વડે જ

વધારી શકાય છે. ભાગ્ય ક્ષય થયું હોય તેવે સમે સાચો આશ્રય વિદ્યા જ આપી શકે છે. ધનવાન જાણીના ક્ષેત્રમાં જ સન્માન પામે છે જ્યારે વિદ્યા તો સર્વત્ર માનનીય ગણાય છે

નક્ષત્રની શોભા ચંદ્ર છે. સ્ત્રીની શોભા પતિ છે. પૃથ્વીની શોભા રાજા છે, પણ વિદ્યા તો સર્વ કોઈની શોભા છે શરીર બેડોળ હોય, પહેરવાને રેશમી વસ્ત્રો કે ઝવેરાતના અલંકારો ન હોય, રહેવાને મોટા બંગલા ન હોય પણ જો વિદ્યા હોય તો સહુ કોઈ તેને બહુ જ પ્રેમપૂર્વક ચાહે છે. એટલું તો ચોક્કસ છે કે વિદ્યા જેટલી ઉત્તમ છે તેટલી પ્રાપ્ત કરવી કઠિન છે. એટલે કે કષ્ટ સાધ્ય છે. બધા જ મોજશોખ, વૈભવ અને સુખના સાધનો છોડે તો જ વિદ્યા પ્રાપ્ત થાય, અને ખાસ કરીને પ્રથમ વય જ તેને માટે અધિક સાનુકૂળ છે જે માતાપિતા પોતાના બચ્ચા પર પ્રેમ બતાવી વિદ્યાથી વંચિત રાખે છે તે માતાપિતા હિતેચ્છુ નહિ પણ દુશ્મન છે. સાથોસાથ એ પણ યાદ રાખવું જોઇએ કે "સા વિદ્યાયા વિમુક્તયે" એટલે કે આત્માને કર્મ બંધનથી મુક્ત કરાવે, સંસાર પરિભ્રમણ દૂર કરે તેને જ વિદ્યા કહેવાય છે, સુસંસ્કાર વિનાની વિદ્યા કેવળ ભારરૂપ જ નહિ પણ કેટલીક વખત પોતાનું જ અહિત નોતરે છે. જુઓ રાવણ પાસે અનેક સાધનો તેમજ મહાન વિદ્યાબળ હોવા છતા એકજ વખતના કુછંદમાં પડી સુવર્ણમયી લંકા નગરી તેમજ વિશાળ કુટુંબ તથા સ્નેહીજનો અને પોતાનો વિનાશ કર્યો, કૌરવો પાસે પણ ભીષ્મ, દ્રોણાચાર્ય જેવા જ્ઞાની પુરૂષો હોવા છતાં જ કુસંસ્કારનાથી સો ભાઇનો અનેક યોદ્ધાઓ સાથે અંત આવ્યો અને રાજ્ય ગયું. આવા લોખંડી શરીરધારીઓની સુસંસ્કારના અભાવે આ સ્થિતિ થઇ તો પછી કેળ ગર્ભ જેવા આપણી તો શું વિસાત ? માટે દરેક માતા પિતાએ બાળકની ઇચ્છા ન હોય તો પણ સુસંસ્કાર સહિતનું જ્ઞાન આપવું જોઇએ. ખાસતર મારે છે યા વિદ્યાર્થી ઉપર બોજો ઘણો છે એમ માનીને જે માબાપ પોતાના

બાળકને વિદ્યા આપતા નથી તે કુટુંબદ્રોહી, જ્ઞાતિદ્રોહી અને દેશદ્રોહી છે કેમકે બાળક જ સમાજની પુંજી છે. આજનો બાળક તે આવતી કાલનો નાગરિક છે. બાળક જેટલું ઉત્તમ બને તેટલી કુટુંબની શોભા વધે છે. જ્ઞાતિની, સમાજની અને દેશની શોભા વધે છે. ટુંકાણમાં વિદ્યા માનવ નો પાયો છે અને તે સુસંસ્કારી હોવી જોઈએ. પોતાના આત્માને, કુટુંબને, સમાજને જ્ઞાતિને કે દેશને ઉન્નત બનાવવા ઈચ્છનારે પોતાના બાળકોને સુસંસ્કાર સહ વિદ્યા આપવી જ જોઈએ. પછી રાજસિંહ જ્ઞાનચંદને મુલ્યવાન પોષાક ભેટ કરી તેનું સન્માન કરે છે ) ( સર્વ મળીને.........)

હે પ્રભો આનંદદાતા જ્ઞાન હમકો દીજીએ
શીઘ્ર સારે દુર્ગુણોસે દુર હમકો કીજીએ
લીજીએ હમકો શરણમેં જિસસે સદાચારી બને
બ્રહ્મચારી ધર્મ રક્ષક વીર વ્રતધારી બને. હે પ્રભો........
બોલો શ્રી જૈન ધર્મની જય!
શ્રી મહાવીર દેવની જય. !

---

## (૨) પર્યુષણ પર્વનો સંવાદ

(રચયિતા—એક વિદ્વાન મુનિ)

પાત્રો—મીતા, રીતા, સ્મિના, ઇલા, વિજળી, વાસંતી.

### પ્રારંભિક ગીત

(રાગ—આમ જોઇએ તેમ જોઇએ.)
શાંત બેસી શ્રવણ કરજો ઘોંઘાટ કરશો નહિ;
આ અમારો સંવાદ સુણવા ગરબડ કરશો નહિ—૨
વીરવાણી શુભ બાણી, શાસ્ત્ર બતાવે સહી
વ્યાખ્યાન ટાણે લાખ ખોઈ, કર્મ બાંધશો નહિ—૨

નદી સુત્રમાહી શ્રોતા, ચૌદ પ્રકારના ભાઇ,
હસ જેવી વૃત્તિ રાખજે, કાક બનશો નહિ—૩
મહાવીરના સાચા ભક્તો, આવો એક થઇ,
શ્રવણુ કરીને મનન કરજો, લેવા જેવું લઇ—૪

નીતા—અરે બ્હેન ! રીતા ! આમ હાથમાં પાથરણું લઇને કયાં ચાલ્યા ?

રીતા—બ્હેન ! તને કાંઇ ખબર નથી ? હમણાં તો આપણા પર્યુષણ પર્વના મહાન તહેવારો ચાલે છે, તેથી હું પૌષધ કરવા જાઉં છું.

નીતા—આવા પવિત્ર દિવસોમા આપણે શું કરવું જોઇએ ?

રીતા—આજે તો ઘણી ઘણી વસ્તુઓનો ત્યાગ થઇ શકે, અને સહુએ પોતાની શક્તિ અનુસાર પૌષધ, ઉપવાસ, આયબીલ, એકાસણા વિગેરે કરવા જોઇએ તથા સામાયિક, પ્રતિક્રમણ તો જરૂર કરવા જોઇએ.

નીતા—હા બહેન ! જરૂર કરીશ ! શા માટે નહિ ? આ તગડા જેવું શરીર શા કામનું ? મને તો તમારી ધર્મની લાગણી જોઇ ખૂબ જ આનંદ થાય છે કે તમે તો કેવા ધર્મિષ્ઠ અને હું... બસ, કાંઇ કહેવાની વાત જ નહિ. અત્યાર સુધી તો મે કાંઇ કર્યું નથી તો મારૂં શું થશે ?

રીતા—બ્હેન ! ગઈ વસ્તુનો શોક કરવો નકામો છે. હવે તો "સમજ્યા ત્યારથી શાણા', 'ઉઠયા ત્યારથી સવાર' તુ તો કેટલી સમજુ ને ડાહી છો કે ભુલનો સ્વીકાર કરી તેનો પસ્તાવો કરે છે. ચાલ ઉપાશ્રયે આવવું છે ને ? ત્યાં આપણે પૂજ્ય મહારાજશ્રીનું (મહાસતીજીનું) વ્યાખ્યાન સાંભળીએ.

નીતા—જરૂર, પણ મારે તને એક વાત પુછવી છે.

રીતા—જરા પણ સંકોચ રાખ્યા સિવાય પુછી નાખ.

નીતા–મારા પાડોશમાં રહેલા રમા બહેન છે ને ? તે તો ખૂબ સામાયિક, પ્રતિક્રમણ આદિ ધર્મ કરે છે, પણ આવા તહેવારોમાં તો ખાસ ભભકાબંધ નાયલોનના કપડાં પહેરીને જ જાય છે, તથા ઘરેણાંનો પણ એવો ઠઠારો કરે છે કે જાણે કેમ લગ્નમાં ન જતા હોય ? તો શું આ વ્યાજબી ગણાય !

રીતા–આ જ આપણાં બહેનોની મોટી અજ્ઞાનતા છે. પૂજ્ય મહારાજશ્રી (મહાસતીજી) પણ વ્યાખ્યાનમાં ત્યાગ અને સાદાઈ ઉપર તો ખૂબ જ ભાર આપે છે કે, આવા પવિત્ર દિવસો ટાપટીપ કે આડંબરથી નહિ પણ સાદાઈથી ઉજવો, પણ આપણે તો થઇ ગયા રીઢા ! મહારાજશ્રી કહ્યા કરે ને આપણે ફક્ત સાંભળ્યા જ કરીએ ! બાકી માનવાની તો વાત જ શેની ! વળી નાયલોન એટલે છતે કપડે બેમર્યાદ અને શરીર દેખાડવાનું પ્રદર્શન !

નીતા–અત્યારે તો નાયલોન પહેરવું એ એક ખાસ ફેશન થઇ ગઇ છે. તો વળી નાયલોનમાં બીજા શું દુર્ગુણો છે ?

રીતા–નાયલોનનું કાપડ ઘટ હોવાથી તેની અંદર શરીરને ચોખ્ખી હવા પણ ન મળે, તેથી આરોગ્યને નુકશાન કરે છે. વળી ઘણી બહેનો અકસ્માતથી સળગી જવાના બનાવો પણ ઘણાં છાપામાં આવે છે. તેથી પૈસાની ખુવારી, અભિમાન અને વિકારી ભાવો પોષાય છે. તેથી જ તો હાલમાં ગુંડાગીરી પણ ખૂબ જ વધી છે અને ઘણી બહેનોને ઉપાડી જાય છે.

નીતા–આટલું બધું નુકશાન હોવા છતાં પણ આપણી બહેનો કેમ સમજતી નહિ હોય ?

રીતા–એ તો ઠોકર વાગશે ત્યારે સમજશે. પાંચ છ વર્ષ પહેલાં એક બહેન માટુંગામાં બસ પર જતા હતા. નાયલોનની સાડી, સોનાની પીનો, ચોટલા વિગેરેનો ખૂબ જ ઠઠારો કરેલ. ત્યાં તો એક ગુંડાની નજર પડતાં ગીરદીનો લાભ લઈ ચોટલો કાપી

વળી બહેન ઉપવાસાદિક ધર્મની ક્રિયાઓ કરનારે ક્ષમા રાખવી જોઈએ કે કેમ ?

રીતા–જરૂર ! જરૂર ! ક્ષમા એ જ ધર્મનું મૂળ છે. ક્રિયાઓ ખુબ કરીને પણ જો કષાય ઉપર કાબુ ન મેળવીએ તો તે એકડા વગરના મીંડા જેવું છે. કદાચ ઉપવાસ ઓછા થાય તો વાંધો નહિ, પણ સમતા તો પહેલી જ જોઈએ.

નીતા–આ બાબતની સમજ બહુ જ ઓછી બહેનોને હોય છે, અને ધર્મનો સાર પણ તે છે. નહિ તો વળી ધર્મી જીવોમાં કજીઆ કંકાસ કેવા ? પાંચ છ વર્ષ પહેલાં મારી મેના માસીની મીનાએ અઠ્ઠાઈ કરેલી ને સાસુ સાથે સાડીની રકઝક થતાં તેણે ક્રોધમાં આપઘાત કર્યો, શું આ ઠીક ગણાય ?

રીતા–જરા પણ નહિ; આમ તો ઉલટું ધર્મની નિંદા થાય. ધર્મ તો આપણને વિષય કષાયો જીતવાનું જ શીખવે છે, અને તેની અસર આપણાં જીવનમાં થવી જ જોઈએ. સામાયિક, પ્રતિક્રમણ આદિ ક્રિયાઓ કરનારે તો સમતા, સંતોષ, મૌન, વાણીની સભ્યતા, પ્રેમ, દયા રાખી, પારકી નિંદાનો ત્યાગ ખાસ કરવો જ જોઈએ. અને ત્યારે જ આપણી અસર બીજા પર પડશે. અને આવા પર્યુષણ પર્વમાં તો ખાસ.

નીતા–બહેન ! તમે આજે મને ધર્મ વિષે સારૂં સમજાવ્યું, તે બદલ તમારો આભાર ! હું હમણાં જ ઘેર જઈ પછી તુરત ઉપાશ્રયે આવું છું.

(પ્રવેશ પહેલો સમાપ્ત)

### પ્રવેશ બીજો : સ્મિતા અને રીતા

સ્મિતા–કેમ રીતા બહેન ! આમ એકાએક સવારના ક્યાં ચાલ્યા ? આજે વળી તમે ઉદાસ કેમ દેખાઓ છો ? શરીર તો સારૂં છે ને ?

રીતા–હા, શરીર તો સારું છે અને હું ઉપાશ્રયે જાઉં છું.

સ્મિતા–મારે તને એક આનંદની વાત કહેવી છે. સાંભળ !, આજે મારો જન્મ દિવસ છે તેથી રાતે ફરવા જવાનો પ્રોગ્રામ રાખ્યો છે, અને સાથે મધુ, માલતી, મેના, મંગળા વિગેરે, મારું સખી–મંડળ પણ આવવાનું છે તો તુ પણ આવીશ ને ?, ત્યાંથી ફર્યા બાદ આપણે બધા પીક્ચર જોવા જઇશું ખૂબ જ મઝા આવશે અને તારૂ ઉદાસ થએલ મોઢું ખીલખીલાટ કરતું થઇ જશે.

રીતા–અરે ઓ ! સ્મિતા ! બંધ કર તારો બકવાદ ! મારે, પીક્ચર જોવા તેમ ફરવા પણ નથી આવવું અરેરે. ભગવાન ! માનવ જીવનનો આ દુરુપયોગ ! અને તે પણ આવા પવિત્ર તહેવારે ! મારે તો આજે પૌષધ કરવા જવું છે. આવા દિવસોમાં નાટક સીનેમા, ફરવા વિગેરે ન જઇએ તો શુ ન ચાલે ? આ દિવસોમા તો બને તેટલું ધર્મધ્યાન કરવું જોઇએ. પણ આજે તો 'હોલી કે'ની હોળી થઈ રહી છે.

સ્મિતા–હવે બેસ, બેસ, ધર્મની પુંછડી ! બહેનને મોટે ઉપાડે કહેવા આવ્યા ત્યા તો મારૂં હળહળતું અપમાન કર્યું ! કાંઇ શરમ નથી આવતી ? (તિરસ્કારથી) આ લપ વળી સામે ક્યાં ભટકાણી ? અરે ! જા જા ! તું ઝટ ઉપાશ્રયે ! તારા જેવી ધર્મની ઢીંગલીનું અહીં કામ નથી (ચાલવાની તૈયારી).

રીતા–(જોસથી) અરે ઓ ! અભિમાની સ્મિતા ! પૈસાનું અભિમાન રાખીશ મા. કાલની કોને ખબર છે ? પૈસો તો આજે છે ને કાલે નથી રાવણ જેવા જબરાના પણ ગર્વ ઉતરી ગયા છે, તો પછી તુ તો કોણ માત્ર ? ઓછું લાગ્યું હોય તો માફ કરજે ને કોઇ દિવસ કામ પડે તો આ સખીને યાદ કરજે.

### પ્રવેશ ત્રીજો : ઇલા અને સ્મિતા

ઇલા–કેમ બહેન સ્મિતા ? આમ લટકમટક કરતાં જુસ્સાભર

ક્યાં ચાલ્યાં ? અને આ કોથળી શાની છે ?

સ્મિતા—અરે ! તું તો સાવ ભાન વિનાની મુરખ છો. જો તો ખરી, આ કોથળી નથી પણ નવી ડીઝાઈનનું પર્સ છે, સમજીને ? આજે મારો જન્મ દિવસ હોઇ મારે ઘેર જમણ છે. આજે મારી સખીઓ જમવા આવવાની હોઈ રીંગણા, બટેટા, ડુંગળી, આદુ, લસણ વિગેરે શાક લેવા જાઉં છું.

ઇલા—આજે લીલોતરી ! બટેટા ડુંગળી ! કંદમુળ ! હમણાં તો આપણાં પર્યુષણ પર્વના મહાન તહેવારો ચાલે છે, તેમાં શું લીલોતરી વિના ન ચાલે ? જૈન કુળના સંસ્કાર ! પ્રભુ ! પ્રભુ ? કેવો કળિયુગ આવ્યો છે કે કાંઇ સમજ પડતી નથી.

સ્મિતા—બેસ, બેસ, હવે દોઢડાહી ! તું વળી મને કહેવાવાળી કોણું ? મારે તો શાક વિના ચાલે જ નહિ. ટંકે ગોણો શેર શાક તો જરૂર જોઇએ. લીલું શાક ન હોય તે દિ' ખાવાની મઝા જ ન પડે. શા માટે ન ખાવું ? પ્રભુએ ખાવા પીવા, પહેરવા, ઓઢવા આપ્યું છે તો શા માટે મનુષ્ય અવતાર બગાડીએ ? ફરી ક્યાં મળવાનો છો ? ખાઓ, પીઓ ને જલ્સા કરો.

ઈલા વાહ રે ! તારી સમજ વાહ ! આ માનવ જીવન કાંઈ એટલા માટે થોડું જ મળ્યું છે ? અને આ બધા મોજશોખો પરભવમાં થોડા જ ચાલવાના છે ? તારા જેવી હોશિયાર જૈન કુળની છોકરીના આવા મામુલી વિચાર જોઈ મને તો ખૂબ જ નવાઈ લાગે છે. શું આ જ તમારા સંસ્કાર ! શું આ જ તમારી કેળવણી ? બહેન શરીરને ગમે તેટલું સારૂં સારૂં ખવડાવી રૂષ્ટ પુષ્ટ કરશું પણ છેવટે એ દગો જ દેવાનું છે. તેને માટે તને એક ગીત ગાઈ સંભળાવું.

(રાગ—રમય્યા વત્તા વય્યા. ૪૨૦)

તારી આ સુંદર કાયા (૨) જેવી છે વાદળ છાયા (૨)

નર દેહની કાય, પામ્યો પુન્ય પસાય, ફેવો ઈચ્છા કરે છે હૃદયમા
મુકી ઉત્તમ પાય, લાભ તેનો લેવાય, કરો ધર્મ તમે આ જીવનમાં,
મત નિયમ લઇ કરી, માલ લેજો તમે ભરી. જેવી છે—૧
ભાડે લીધુ મકાન, તેમા થયાં ગુલતાન, ટાપટીપ કરી રહ્યો દેહમાં
આયામાહી મસ્તાન, અવળું ઝાલ્યુ સુકાન, થશે રાખ ભાઈ આખર તેહમા
સમજી લેને જીવ શાણા, ભરી લે જ્ઞાનના નાણાં. જેવી—૨
ગયા રાણા ને રાય, દેવો નમે છે પાય, ચાલ્યા ગયા આખર સર્વ છોડીને,
આવો અનંતા જાય, ધર્મ વિના ખોવાય, દુ:ખ પામ્યા બહુ પાપો જોડીને,
અમર રહ્યા ન કોઈ, દુનિયા રહી છે જોઈ જેવી છે—૩
તારી મોંઘેરી કાય, રોગમાંહી સપડાય, વેદના શરીરમાં બહુ થાય છે
કરે ઔષધ ઉપાય, થાક લાગે ન કયાય, જીવડો આખરમા ચાલ્યો જાય છે,
રાખ ઢેરી થશે ઢેરી, મળે ન જીવન ફરી...જેવી છે—૪
વૃદ્ધ ઉમર થાય, આંખે નહિ દેખાય, કાનમાંહી તો ઓછું સંભળાય છે
તૃષ્ણા વધતી જાય, પુત્રો માને ન ત્યાય, જીવન પશુતુલ્ય થઈ જાય છે
દશા જોઈ વૃદ્ધ કેરી, જીવનમા જાગ્જે ઠરી જેવી છે—૫
જૈન મુનિ કહેનાર, સુણો શાણા નરનાર વેળા અમુલ્ય આ વીતી જાય છે.
પ્રભુ નામ સંભાર, દુઃખો તેથી જનાર, પાપ કોડો તેથી દુર થાય છે
નાવ મળી છે સારી, તેને ઉલારો પાર. જેવી—૬

માટે બને તેટલો ત્યાગ કરવો જ જોઈએ. ત્યાગ અને કષ્ટ વિના કદી પણ શાન્તિ નહિ મળે

સ્મિતા—વાહરે! વાહ! તું પણ પેલી ગીતાની માફક ભાષણ ભરડવા બેસી ગઈ, ને શીખામણ આપવા લાગી છો તારે કાંઈ કહેવાની જરૂર નથી. મને જેમ ઠીક લાગશે તેમ કરીશ

ઈલા—પણ તુ તો મંદ કાલે પૂજ્ય મહારાજ સાહેબ પાસે હાથ જોડીને કેમ ઉભી હતી? અને શેની બાધા લીધી તે તો કહે?

સ્મિતા—એ તો મહારાજ સાહેબ ખૂબ જ પાછળ લાગ્યા હતા એટલે

પરાણે કંદમૂળની આશા લેવરાવી પણ હું એમ ક્યાં કરીશ છું!
પછી તો મેં પણ ધારી લીધું કે 'ઉપાશ્રયના અગ્રણી રહ્યા'

છબા–વાહ રે! કળિયુગના માનવી! નહિ કે જેવો આ ઉગ્ર યોગ! સંસારમાં તો વિશ્વાસઘાતો ચાલી રહ્યા છે પણ ધર્મક્ષેત્રે અને ધર્મ સાથે વિશ્વાસઘાત! ખરેખર 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' બહેન રમતા! મને તો લાગે છે કે, તને ધનનું અભિમાન થયું છે, પણ યાદ રાખજે કે આ નશો ખોટો છે. જેમ દારૂનો નશો. ઉતરતાં માણસ ઢીલો થઈ જાય છે તેમ એક દિવસ તારું પણ આ અભિમાન ઉતરી જશે. આ જીંદગી! આ ધનદોલત! ચાર દિવસના ચાંદરણા છે. તેમાં વળી અભિમાન શું! અને ધર્મ વિના કોઈ દિવસ શાંતિ નહિ મળે.

રમતા બહુ સારું (ક્રોધથી જાય છે)

(પ્રવેશ ત્રીજો સમાપ્ત)

### પ્રવેશ ચોથો : વિજળી (લહેરી) વાસંતી

વાસંતી–કેમ બહેન વીજળી! ઉપાશ્રયે આવવું છે ને?

વીજળી–(કાન પર હાથ રાખી) હેં શું...

વાસંતી–હેં શું! ઉપાશ્રયે આવવું છે?

વીજળી–ના રે બહેન! મારે સીનેમામાં નથી આવવું. મારી બા વઢે.

વાસંતી–અરે સીનેમામાં નહિ, ઉપાશ્રયે.

વીજળી–આ અંગરી! જેટલાની લીધી તેટલાની. તેમાં તારે શી પંચાત!

વાસંતી–અરે! અંગરીની કયાં માંડી! એને કોણ પુછે છે? આ તો ઉપાશ્રયે...

વીજળી–શાક લેવાનું? એ તો મારા કાકા લઈ આવે. આપણે શું?

વાસંતી–અરેરે ! ભગવાન ! આ લહેરી સામે ક્યા ભટકાણી. મારૂ તો માથું દુખવા આવ્યું

વીજળી–મારા સામું જોઈને ડોળા શું કાઢશ ! ખબરદાર ! એક ધોલ મારીશને તો તારા દાંત ભાંગી નાખીશ, સમજીને ?

વાસંતી–(કાન પાસે જઇ) અરે ! હું તો કહુ છું ઉપાશ્રયે આવવું છે ?

વીજળી–જા, નથી આવવુ તમે નવરા છો તે જાઓ મને નવરાશ નથી

વાસંતી–ત્યારે પછી તુ ભાતું શેનું બાંધીશ ?

વીજળી–હે ! એ . શુ કીધુ ? મને ગાળો દેશ ?

વાસંતી–ગાળો કોણ દે છે ભાતુ શેનુ બાંધીશ !

વીજળી–ભાતુ તો પેંડા, ગાઠીયા, ચેવડો તથા મોહનલાલ. મીઠાઈવાળાનો હલવો.

વાસંતી–અરે એ નહિ ! પરભવમાં જઇશ તેનું. કાંઇ માળા બાળા ગણે છે કે કેમ !

વીજળી–માળા ! મારા ઘરના લીંબડામા ચકલીના માળા ઘણા છે.

વાસંતી–અરેરે ભગવાન ! આ બહેરીથી તો તોબા ! ચકલીના માળા નહિ, પ્રભુની માળા

વીજળી–પ્રભુભાઈ કંદોઇ ! તેની દુકાનેથી હું રોજ ગાઠીઆ લેવા જાઉં છું

વાસંતી–પ્રભુભાઈ કંદોઇ નહિ ! ભગવાનની માળા

વીજળી–ભગવાનજી ભાઈ ! એ તો મારા મામા થાય ને હાલ અમદાવાદ ગયા છે

વાસંતી–(ક્રોધથી) તારા મામાનું કોણ પુછે છે ? (માળા દેખાડીને) જો આવી માળા !

વીજળી–ત્યારે એમ ભસી મરને કે નવકારની માળા. એ તો ગણું છું.

વાસંતી–બોલ જોઈએ, માળા કેમ ગણે છે?

વીજળી–ભાગ પારા પારો આવ્યો, આવતાનો વારો આવ્યો. (એમ ૩ વખત) જો આ મેર આવી ગયો ને?

વાસંતી–અરેરે ભગવાન! આ બહેરીથી ક્યાં માથાઝીક કરવા બેઠી! મારે ઉપાશ્રયે જવાનું મોડું થાય છે. (જાય છે.)

(પ્રવેશ ચોથો સમાપ્ત)

## પ્રવેશ પાંચમો: સ્મિતા દુઃખી હાલતમાં

સ્મિતા–દોહરો—સુખ પહેલા હતું, હવે આવ્યું દુઃખ
સુખમાં સૌ સગું હતું, હવે ટળ્યું છે સુખ
અરજ મારી સાંભળો, શાસનના રખવાળ.
હે ભગવાન! હે ભગવાન! તારો આધાર.

રીતા–સ્મિતા બહેન! આ શું? કાંઇ સમજાતું જ નથી.

સ્મિતા–બહેન! કાંઈ કહેવા જેવું જ નથી.

રીતા–બહેન! તું મને નહિ કહે તો કોને કહીશ! તારૂ દુઃખ મારાથી જોવાતું નથી.

સ્મિતા–મને કહેતાં પણ શરમ આવે છે, પરંતુ ન છુટકે વાત કરૂં છું કે તે દિવસે મેં તારી વાત ન માની અને કાયાને ખુબ, જ અમનચમન લહેરો કરી પંપાળી, પણ આ શરીરે છેવટે મને દગો દીધો. મારા શરીરમાં બિમારી થઈ, તે મટાડવા સેંકડો ઈન્જેક્શનો તથા દવાઓ લીધી પણ રોગ તો મટયો જ નહિ. તે દિવસે તો હું પર્યુષણ પર્વમાં પણ કંદમુળનો ત્યાગ ન કરી શકી પણ આજ તો ડોક્ટરના કહેવાથી બધું છોડવું પડયું છે, અને કર્મે મને બરોબર સજા કરી છે. પ્રભુ! પ્રભુ!

રીતા–બહેન! તું ધીરજ રાખી શાંતિથી વાત કર.

સ્મિતા–વળી વધારામાં અમારા ઘરમાં આગ લાગતાં બધું ખલાસ થયું અને મારી આ દશા થઇ છે. આજે તો મારી કિંમત એક પૈસાની જ થઈ છે. વળી મારા માતુશ્રી બિમાર હોઈ તેની દવા લેવાના પણ મારી પાસે પૈસા નથી અત્યાર સુધીમાં ઘણા સગા સંબંધીઓ મારી નજીકમાંથી ચાલ્યા ગયા, પણ ઉલ્ટું મારી મસ્કરી કરવા લાગ્યા. ખરેખર! આ દુનિયામાં કોઇ કોઈનું સગું નથી. સંસાર સ્વાર્થમય જ છે પ્રભુ! પ્રભુ!

રીતા–બહેન સ્મિતા! તું ગભરા નહિ, 'દશકો સુખનો તો દશકો દુઃખનો' એમ કાળની ઘટમાળા ચાલ્યા જ કરે છે. અનુભવ અને દુઃખ માનવ જીવનને ઘડે છે

સુખ સમયમા છકી નવ જવું, દુઃખમા ન હિંમત હારવી,
સુખદુઃખ સદા ટકતાં નથી, એ નીતિ ઉર ઉતારવી

પૈસો તો આજે છે ને કાલે નથી.

સ્મિતા–મંગળ મંદિર ખોલો દયામય મંગળ મંદિર ખોલો
દ્વારે આવ્યો શીશુ ભોળો, દયામય.
હે ભગવાન! હે ભગવાન! તારો આધાર

રીતા–બહેન! તારી દુઃખી સ્થિતિ જોઈ મને તો ખૂબ જ લાગી આવે છે. લે આ થોડા રૂપીઆ. (રૂપીઆ આપવા અને વળી બીજા પણ જરૂર પડે ત્યારે વગર સંકોચે લઈ જજે.

સ્મિતા–ભગવાન તમારું ભલું કરે! બહેન, હું તમારો ઉપકાર કદી પણ નહિ ભુલું. તમે આજે પૈસો નહિ પણ મને જીવનદાન આપી મહાદાન કર્યું છે. ધન્ય છે તમારા જીવનને! બહેન, મારા જેવી કંઈક દુઃખીઓ આપણા સમાજમાં વસી રહી છે, તેમને આ રીતે આર્થિક મદદ આવે તો કંઈકના દુઃખો દૂર થાય અને આપણો સમાજ ઉંચો આવે.

રીતા–ખરેખર! તારી વાત સાચી છે. મળેલો પૈસો દયા;

દાન કે સત્કાર્યમાં ન વપરાય તો પછી એ પૈસો શા કામનો ! જો લક્ષ્મીનો રાજીખુશીથી સદ્દવ્યય નહિ કરવામાં આવે તો આ દશા તો થવાની જ છે.

દોહરો—અગન બિમારી રાજદંડ ચોર મુસ લઈ જાય,
એટલો દંડ દુનિયા સહે, પણ ધર્મ ન સહેવાય.

અર્થાત્ કોઈ સ્થળે આગ લાગતા, વકીલો કે ડોકટરના બીલો ચુકવતાં, ઇન્કમ ટેક્સ કે સેલ ટેક્સ ભરતાં, ખીસ્સું કપાતા કે ચોરી થતાં અથવા અનાજ-માલ બગડતાં કે સડતાં કે મંદી થવાથી આ બધું નુકશાન સહન કરશે પણ રાજીખુશીથી કોઇ દીન-દુઃખીને નહિ આપે, કેવી મૂર્ખતા ! કેવી અજ્ઞાનતા ! પૂર્વકાળમાં આપણો જૈન સમાજ ખૂબ જ આગળ વધેલો હતો તેનું કારણ સ્વધર્મી-પ્રેમ હતો. આજે તો આ ભાવનાઓ ભુલાતી જાય છે અને સ્વધર્મી-પ્રેમને નામે લાડવાઓ ખવાય છે, પતાસાં વહેંચાય છે, વરઘોડાઓ તથા આડંબર થાય છે. પણ આ બધું ક્ષણિક વાર જ ટકે છે. કેટલુંક તો નામનાને માટે તથા ફક્ત દેખાદેખીથી જ થાય છે. ત્યારે જો તારા જેવી દીનદુઃખીને સહાય કરવામાં આવે તો તે જ સાચું સ્વધર્મી વાત્સલ્ય છે ને તો જ સમાજ ઉંચો આવશે.

સ્મિતા—આ વાત આપણા સંઘના આગેવાનોને ન સમજાવો ?

રીતા—જરૂર સમજાવીશ. અરે ઓ ! સમાજના અગ્રેસરો ! મુરબ્બીઓ ! આ વાતો કરવાનો જમાનો નથી. તમારી પાસે શક્તિ, સત્તા કે ધન મળ્યું હોય તો તેનો ઉપયોગ તમારા દુઃખી સ્વધર્મી બંધુઓ તથા નિરાધાર વિધવા બહેનોના દુઃખ દુર કરવામાં કરી, જાગૃત બનો. કીર્તિદાનના લાખ રૂપીઆથી ગુપ્ત દાનનો એક રૂપીઓ ચડતો છે.

દોહરો—કુંજર મુખ સે ગીર પડયો, ઘટયો ન ઉનકો આહાર,

અર્થાત–હાથીના મોઢામાંથી એક કોળીઓ પડી જતાં હાથી કાંઇ ભુખ્યો રહેવાનો નથી, પણ તેમાંથી સેંકડો કીડીઓનું પોષણ થઈ જાય છે તેમ આજના શ્રીમંતોના નાટક, સીનેમા, મોજ-શોખો, ચા, બીડી વિગેરેના ખોટા ખર્ચમાંથી કંઈક અનાથ વિધવાઓ તથા ગરીબ નિરાધાર ભાઈઓનું પોષણ થાય તેમ છે. માટે અરે ! ઓ સુખી શ્રીમંતો ! જાગો ! જાગો ! નાણું મળશે પણ ટાણું નહિ મળે તમારી લક્ષ્મીનો સદુપયોગ કરી લ્યો. 'કાલની કોઇને ખબર નથી.' 'હાથે તે સાથે.'

### ઉદારતા

(રાગ—હરિના નામનો હો એક જ આધાર)

ઉદારતા રાખજો હો, કમાણી કરવા
તૃષ્ણાને ટાળજો હો. " "

ધર્મ કેરૂ છે પ્રથમ મુળીયું, દાનને જાણજો હો. ૧
સાચી જ મુડી તેને માનીને, દુઃખીને આપજો હો. ૨
પાણીનો વિરડો ઉલેચવાથી, પાણી ના ખૂટતું હો. ૩
ધન ખર્ચ્યાથી ધન ના ઘટતું, પુન્ય જ વધતું હો. ૪
રાજી—ખુશીથી પાઈ ના દે તો, કંજુસ કહેવાતો હો ૫
ડૉક્ટર, વકીલ ને અમલદારો, પરાણે લેના હો. ૬
સીકંદર, હિટલર ચાલ્યા જ ગયા, મનમાં વિચારજો હો ૭
પૈસા પૈસા કરી મરી જ જાશો, ભાનાને બાધજો હો. ૮
દાતાર માનવ દુખ્યો ન રહેતો, પ્રસંગ આવના હો. ૯
ખીમોશાહ ને જગડુશાહ જેવા, સદાયે બનજો હો. ૧૦
ધર્મ જ કેરી પ્રગતિ કરવા, લોભને છોડજો હો. ૧૧

પ્રવેશ પાંચમો સમાપ્ત

### પ્રવેશ ૬ ઠો. ઇલા, સ્મિતા, રીતા

ઇલા–કેમ બહેન સ્મિતા ! આમ કયાં ચાલ્યા ?

સ્મિતા–ઉપાશ્રયે! વ્યાખ્યાન સાંભળવા!

પ્રજ્ઞા–તું ઉપાશ્રયે! વ્યાખ્યાન સાંભળવા! હવે મારી મશ્કરી રહેવા દે. તું તે વળી ઉપાશ્રયે આવતી હોઇશ? તારે તો કલબમાં ને ફરવા!

સ્મિતા–સાચે જ! આ મશ્કરી નથી. હવે હું તો ખરેખર ઉપાશ્રયે જ જાઉં છું. કલબ અને ફરવાના તો કયારનાય સુકાઈ ગયા છે.

સ્મિતા–આ બધો ઉપકાર પેલા રીતા બહેનનો છે. જો આ સામેથી આવતા જ દેખાય છે.

(રીતાનું આવવું)

પ્રજ્ઞા–બહેન! તને ધન્યવાદ છે કે તેં આવી અવળે રસ્તે ચડેલીને ઠેકાણે લાવી, અને ધર્મમાં જોડી. ખરેખર આવી ઉત્તમ દલાલી કરીને તારા પર્યુષણ પર્વ સફળ થશે.

રીતા આ ઉપકાર મારો નહિ પણ ધર્મનો જ છે. વળી પર્યુષણ પર્વ આપણાં આત્માનો કચરો સાફ કરવા, વૈર વિરોધ ખમાવવા તથા ધર્મમાં આગળ વધવા માટે જ આવ્યા છે, તો આપણે પણ તેનો ભાવાર્થ સમજી જીવનમાં ઉતારીએ તો બેડો પાર થઇ જાય. વળી તને પર્યુષણ પર્વ સબંધી એક ગીત ગાઈ સંભળાવું.

**ક્ષમાપના**

(રાગ –મેંદી વાવી તે માળવે)

ખમત ખામણાં કરી લેજો તમે, પર્યુષણ પર્વની માંય રે,
વેર ઝેર દૂર ટાળી—ટેક

પર્વની માંહી...પર્યુષણ મોટા એમ, ભાખી ગયા જીનરાય રે ૧
અવસર સુંદર...આવ્યો છે આજે તેને, સફળ કરો સદાય રે ૨
કડવા શબ્દોના...ધાને ઠારો ભાઈ, સમતા ઔષધ લગાવ રે ૩
માન મોટાઈ ને દૂર કરી તમે, ધરજો નમ્ર સ્વભાવ રે ૪

અમોલ કલેશો..મનમાંથી કાઢી લાઇ, ઓલો પ્રાંતથી આજ રે ૫
પર્વો પર્યુષણ ખૂબ ગયા પણ, ઉતર્યો ન મનનો તાજ રે ૬
સમતા સંતોષ છે ધર્મના મૂળ ભાઇ, સમજી લેજો મનમાય રે ૭
ગુરૂજી કેરા, શુભ પ્રતાપે ભાઈ, જૈન મુનિવર ગાય રે ૮

ઇલા બહેન, તારી વાત તો સાવ સાચી છે, પણ આપણાં આત્મા હજી કાળા પથ્થર જેવા જ રહ્યા છે કે, આવા પર્યુષણ પર્વમાં પણ આપણાં વેરઝેર, કલેશો દુર થતા જ નથી ફક્ત દેખાવ પુરતું સંવત્સરીને દિવસે ખમાવાય છે, પણ અંતર તો કોરા ને કોરા ખરેખર ! અખા ભકતે પણ સાચું જ કહ્યુ છે કે—

નિલક કરતા ત્રેપન ગયા, જપ માળાના નાકા ગયા,
કથા સુણી સુણી ફુટયા કાન, તોય નાવ્યું બ્રહ્મ જ્ઞાન.

રીતા— ખરેખર ! બહેન ઇલા ! એવું જ ચાલી રહ્યું છે. મારી મેના માસીને કંકુ કાકીને જરા નજીવા કારણસર વાંધો પડતા અબોલા થયા છે, તે પાચ પજોસણ ગયા પણ હજી મનનો મેલ નીકળ્યો નથી.

ઇલા—મેના માસી એજ ને કે, જેણે ગયે વરસે અઠાઈ કરી ખૂબ ધામધુમ કરેલી ને સંઘ જમણ પણ કરેલ.

રીતા—હા , તે પોતે જ. પણ જ્યાં સુધી હૃદયનો કચરો ન નીકળે ત્યાં સુધી બધું ઢોર લાંઘણ જેવું ગણાય. આ જ આપણી અજ્ઞાનના અને મૂર્ખાઇ છે. હજી આપણે તહેવારોના રહસ્યો જાણ્યા જ નથી. ફક્ત ગાડરીઆ પ્રવાહ જેમ વર્તાય છે, એ ખૂબ જ દુઃખની વાત છે.

ઇલા—ખરેખર ! પર્યુષણ પર્વ તો સાચા રિમનાએ જ કર્યા છે કે, જે અજ્ઞાન અને વિલાસમાંથી જ્ઞાન ને ધર્મમાં આવી તો આપણે પણ સાચા હૃદયથી ખમાવી સાચા પર્યુષણ ઉજવી આપણા જીવનને ઉજ્જવળ બનાવીએ.

(પ્રવેશ છઠો સમાપ્ત)

# (૩) સામાયિકનું મહત્વ

(લે. પં. ૨. પૂ. આ. શ્રી. ચંપકમુનિજી)

## સર્વ વિદ્યાર્થી પાત્રો મળીને પ્રાર્થના

(રાગ–કલ્યાણ)

મહાવીર જિનેશ્વરા, સકલ સુખકરા,
વિઘ્નહરણ શાન્તિકરણ, અઘરિપુ હરા.
સિધ્ધારથ કે નંદ આપ હો, ત્રિશલા દેવી માત,
ક્ષત્રિયકુળમેં જન્મ લીયા હૈ, તીનલોક વિખ્યાત–મહા.
વર્ષીદાન દે સંયમ લીનો, પાયા કેવળજ્ઞાન,
મુનિ તપેશ્વર સુરનર કિન્નર, સેવા કરે નિત આન–મહા.
અધિક ચંદ્રસે નિર્મળ હો તુમ, રવિસે અધિક પ્રકાશ,
સાગર વર ગંભીર આપ હો, પુરો દાસકી આશ–મહા.
કલ્પવૃક્ષ હૈ કામધેનુ, ચિંતામણી રત્ન સમાન,
જહાં જાવે હો વિજય આપકા, એસા દો વરદાન–મહા.

**પ્રવેશ ૧ લો.** સ્થળ : શ્રેણીક રાજાનો મહેલ. રાજા શ્રેણિક ઉદાસીન ચહેરે આરામ ચેરમાં પડેલ છે. ઉંડા વિચારમાં ગરકાવ છે. એટલામાં અભયકુમાર આવે છે.

પાત્ર–(૧) રાજડ્રેસમાં શ્રેણીક અને (૨) અભયકુમાર.

**અભય** :–અહો પિતાજી! આજે આપના ચેહરા પર આટલી ઉદાસીનતા કેમ દેખાય છે? આપની પાસે ચિંતા ક્યાંથી આવી? આપ માંડલીક રાજા છો. આપની અપૂર્વ સંપત્તિ, જેવી કે ૩૩ હજાર હાથી, ૩૩ હજાર ઘોડા, ૩૩ હજાર રથ અને ૩૩ કરોડ પાયદલ. આટલું તો લશ્કર છે. આપ ખુદ વીર છો. શત્રુથી અજેય

બન્યા છો, હીરામાણેકનો પણ તોટો નથી. છતાં આપને ચિંતા શાની થાય છે?

**શ્રેણિક** :–કુમાર અભય! આજ આ સંપત્તિ જ મને દુઃખદાના બની રહી છે દિલમા દર્દ પેદા થયું છે કે આટલી સંપત્તિનો માલીક, આ દુનિયા છોડી શું નરકગતિમાં જશે? શું પરમાધામી દેવો આવા કોમળ ગણાતા આ શરીરને છેદશે ભેદશે! અરેરે! એ કુહાડાના ઘા કેમ સહન થશે! એ સર્પો બની શરીરે લપટાઈ ડંખ મારશે, તે કેમ સહન થશે! ગરમ કરેલા સીસાના રસ જેવા પીણા પીવડાવશે તે કેમ પીવાશે?

**અભય** :–પિતાજી! કોણ કહે છે કે આપ નરકમાં જવાના છો! આપના હૃદયમાં આ ડર કયાંથી આવ્યો?

**શ્રેણિક** :–ગઈ કાલે ત્રણે જગતના સ્વરૂપને જાણવાવાળા ભગવાન મહાવીર દેવના દર્શને ગયો હતો. મને આશા હતી કે આ રાજગાદી પછી અન્ય જીવનમાં દેવભુવન મને મળશે એટલે જ મે હર્ષથી પ્રશ્ન કર્યો–ભગવાન! હુ અહીથી મરીને કયાં જઈશ? ભગવાને જવાબ આપ્યો–રાજન! કરેલાં કર્મો કોઈને છોડતા નથી. સંપત્તિનો સદુપયોગ સ્વર્ગ અપાવે છે. અને દુરુપયોગ નરકનિગોદમાં લઈ જાય છે. પ્રથમ જીવનમાં રાજ્ય વૈભવના અભિમાને તમને પાંચે ઇન્દ્રિયના વિષયોમાં આકર્ષ્યા, અને તે રસની પૂર્તિ કરવા તમે અનેક જીવોની હીંસા કરી છે. તેનો બદલો ભોગવવા રત્નપ્રભા નામની પ્રથમ નરકમાં જવુ પડશે. અભય! આ શબ્દો સાંભળી મને તો ત્યાં જ શરદી આવી ગઇ. શુ ..હું...નરકમાં...જઈશ...?

**અભય** :–પિતાજી! ખેદ ના કરો. હૃદયને દુઃખી ન કરો. પ્રયત્નથી મનુષ્ય સર્વ કાર્ય સિધ્ધ કરે છે. પુરૂષાર્થથી જ સ્વર્ગ-મોક્ષ સિધ્ધ થાય છે. બીમારીને જેમ ઔષધથી હઠાવી શકાય છે તેમ વિપત્તિને પણ પ્રયત્નથી દૂર કરાય છે ગભરાવ ના. આપણે તેનો પણ ઉપાય કરીશું.

**શ્રેણિક** :–ઉપાય તો જરૂર છે. અને કરશું પણ ખરા. પણ ભગવાનના શબ્દો કદી નિષ્ફળ જતા નથી. તેઓશ્રી દરેક ભાવોને જોઈને જ બોલે છે. મેં ઉપાય પૂછ્યો. અને ભગવાને કહ્યું ! જો શ્રેણિક, એક નહિ પણ ચાર નિમિત્ત બતાઉં છું. તેમાંથી એક પણ નિમિત્ત સાધશો તો નરકમાં નહિ જવું પડે.

**અભય** :–(ઉત્સુકતાથી) બતાવો, શું છે ઉપાય ? હમણાં જ સાધી નાખીએ અને નરકને દૂર કરી નાખીએ.

**શ્રેણિક** :–૧ લો ઉપાય–દાનથી સર્વ પ્રકારના દારિદ્રનો નાશ થાય છે. પણ અધોગતિગામી દાન કરી શકતા નથી. આવા જ પ્રકારની આપણા અંતેઉરમાં એક કપીલા નામની દાસી છે. તે જો ભાવથી દાન આપે તો મારી નરક ગતિ છુટી જાય.

**અભય** :–આ તો ઘણું જ સહેલું છે. આજે જ આપણો ભંડાર ખુલ્લો મુકી દઉં છું. અને તે પણ તેના જ હાથથી દાન અપાઉં.

**શ્રેણિક** :– ૨ જો ઉપાય. હિંસાનો ત્યાગ જ આત્માને ઉન્નત બનાવે છે. પણ જેને નીચે જ જવું છે તે હિંસાનો ત્યાગ કરી શકતા નથી. આપણા નગરમાં રહેલ કાલસૂર્ય કસાઇ હમેંશા ૫૦૦ પાડાનો વધ કરે છે. તે એક જ દિવસ હિંસા બંધ કરે તો મારે નરકમાં જવું પડે.

**અભય** :–પિતાજી ! આ તો હુકમથી જ સાધ્ય થાય તેવું છે. આમાં વિલંબ કરવા જેવું જ નથી.

**શ્રેણિક** :– ત્રીજો ઉપાય સહેલો જ છે. અને તે મારા જ હાથની વાત છે. અશુભકર્મને કાપનાર તપશ્ચર્યા છે. જો મારાથી ઉપવાસ, આયંબીલ, એકાસણું, પોરસી કે નવકારસી જેવું એક પણ તપ થાય તો નરકમાં ન જવું પડે. પણ દિલગીર કે જાણવા છતાં તે મારાથી બની નજ શક્યું. અધોગતિ જેને માટે સર્જાણી છે તેનાથી

તપ થાય જ કયાથી ?

**અભય :–** પિતાજી ! ચોથો ઉપાય પણ સાથો સાથ કહી નાખોને ?

**શ્રેણિક :–** ચોથો ઉપાય એક જ શુદ્ધ સામાયિક આત્માને વિશુદ્ધ બનાવી મોક્ષના દ્વાર ખોલી નાખે છે આપણા નગરમાં એક કોટયાધિપતિ શેઠ રહે છે શ્રીમંત હોવા છતાં સંપત્તિનો ગર્વ નથી, બલ્કે જ સાદુ જીવન ગુજારે છે અને ધર્મક્રિયા ઉત્કૃષ્ટ રસથી કરે છે તેની જો એક સામાયિક મળે તો આપણુ કામ સિદ્ધ થાય ને નરકનો ફેરો છુટી જાય

**અભય :–** પિતાજી ! આપ શાંતિ અનુભવો. હુ હમણાં જ આપનુ કાર્ય સિદ્ધ કરી આવુ છે

: જાય છે :

જતાં રસ્તામાં સ્વગત : અરેરે ! માનવીઓ પાપના ફળ જાણે છે, ધ્રુજી ઉઠે છે આવા ભયંકર દુઃખો પાપના જ પરિણામ છે એમ જાણે છે. છતા નિષ્ઠુર બનીને પાપ કરવામાં રકત થાય છે પાપથી મેળવેલું ધન કે પરિવાર તેનું દુઃખથી રક્ષણ કરવાને સમર્થ નથી અનુભવે તેને સમજાય છે અને સમજ્યા પછી જે વિચારો આવે છે તેવા વિચારો પ્રથમથી જ શુદ્ધ હોય તો, કોણ દુઃખ ભોગવવા નરક–નિગોદમા જાય ? : જાય છે:

## પ્રવેશ બીજો

**: રાજા શ્રેણિક બેઠેલ છે. અભયકુમારની રાહ જુએ છે એટલામાં અભયકુમાર આવી પહોચે છે. વંદન કરે છે.... જવાબમાં દીર્ઘાયુભવ :**

**અભય:–પિતાજી ! પ્રથમ કાર્ય સરલ ધાર્યું હતું, છતાં ઘણું જ દુષ્કર નિવડયું. કપીલા દાસી ભંડારના પૈસામાંથી પણ દાન દેવાને તૈયાર ન જ થઇ. તે બોલી મારા હાથ તુટી જાય તો પણ દાન ન જ આપું સત્તાથી કામ લીધું તો બોલી કે–મારી નાખો ભલે, મરી જવા.**

તૈયાર રહીશ, પણ આ હાથે દાન દેવાનું તો નહિ જ બને. છેવટ તેને પરવશ બનાવી બે હાથ પર બે ચાટવા બાંધી ધનમાલ આપવા લાગ્યા, તો તે બોલી ઉઠી-મારા હાથ નહિ પણ શ્રેણિક રાજાના ચાટવા જ દાન આપે છે. પિતાજી! કોરડાનો વરસાદ વરસાવ્યો છતાં તે દાન દેવાને તૈયાર ન જ થઈ.

શ્રેણિક:-શું માનવીઓ આટલા નિષ્ઠુર હોય છે? બીજાની સંપત્તિ વડે પણ કોઈને સુખી કરાતું હોય તો પણ નકાર કરે છે. હા, હા, સમજ્યો. શું હું પણ એક વખત નિષ્ઠુર ન હતો? આજે સામે નરકના પરમાધામીઓને જોઈને મને ડહાપણ આવ્યું છે ને?

અભય:-કસાઈની તો શી વાત કરું! હુકમ આપ્યો કે એક દિવસ તારે પાડાનો વધ ન કરવો. છતાં તે ન જ માન્યો. તેને માંગે તેટલા પૈસા આપવા માંડ્યા. છતાં ન માન્યો. છેવટે કઠોર બની આખો દિવસ ઉંધે મસ્તકે કુવામાં ટીંગાડી રાખ્યો, તો ત્યાં પણ માટીના પાડા બનાવી વધ તો કર્યો જ રહ્યો.

શ્રેણિક:-કુમાર! શોચ ન કરો. અંદર રહેલું પાપ માનવીને સાચા રસ્તે જતાં રોકે છે. ઉંટને શેરડીનો રસ કડવો જ લાગે છે. કેમ કે અંદર તાળવામાં લીંબડાનો રસ ચોંટેલો છે. તેવી જ રીતે માનવીમાં જ્યારે મિથ્યાત્વનો રસ ભરેલો હોય ત્યારે સારા કાર્યો તેને ગમતા જ નથી. ખેર, એ બન્ને આત્મા તો પાપના ઉદયવાળા હતા. તેમની વાત જવાદો. હજુ એક મહાપુણ્યવાનનો યોગ બાકી છે. તે તો મહા દયાળુ છે. પરોપકારી છે. એટલે જરૂર એક સામાયિક આપશે.

અભય:-હા પિતાજી, બરાબર છે. પણ આપણે તો જાતે તેમને ત્યાં જવું જોઈએ.

શ્રેણિક:-સત્ય છે. કુમાર. આપણે ભીખ માગવાની છે. તો જવું જોઈએ, પણ જો તો ખરો! એક રાજા કે જે અનેક વૈભવનો માલીક છે તે આજે પગ પેદલ એક ગૃહસ્થને ત્યાં જાય છે. આ શું

ધર્મનું કેટલું મહત્વ છે ? રાજ્ય સંપત્તિ નરકમાં લઇ જાય છે, તેને નરકમાંથી બહાર લાવવા કેવળ એક જ સામાયિક બસ છે કેટલી સુંદર સમજણ ભગવાન મહાવીર દેવે આપી છે ! આપણા કમભાગ્ય છે કે અત્યાર સુધી આ સમજણ આપણને મળી જ નથી કે હૃદયમાં ઉતરી જ નથી.

**અભય:**–સમજણ મળવા છતા નહિ લેવા વાળા ઘણા છે. તેમના કેવા ભાગ્ય ગણવા ?

**શ્રેણિક:**–ચાલો કુમાર, આપણે આપણું કામ કરવાનું છે. બન્ને જાય છે. શ્રાવકજી સામાયિક પારીને ઉભા થતા હોય છે. એટલામાં બન્ને પહોંચે છે આદર સત્કાર કરે છે.

**શ્રાવકજી:**–પધારો પધારો રાજન ! અમ ગરીબની ઝુંપડી પાવન કરી આ આસન પર બીરાજો. મને સમાચાર મોકલ્યા હોત તો હું આપની સેવામા હાજર થઇ જાત. આપની શી સેવા કરૂં ! ફરમાવો.

**અભય:** શ્રાવકવર્ય ! તમે અમારા રાજ્યના ભુષણ રૂપ છો. ભગવાન મહાવીરના શ્રીમુખે તમારી સામાયિકની પ્રશંસા થાય છે. અમારા રાજ્યમાં આવા ધર્મવીર છે એ અમારા માટે ગૌરવ લેવા જેવું છે

**શ્રેણિક:**–અભિનંદન, શ્રાવકજી, અભિનંદન. આજે મગધદેશનો રાજા તમારી પાસે ભિક્ષા માગવા આવ્યો છે. : હાથ લંબાવે છે:

**શ્રાવકજી:**–રાજન, આવુ ન બોલો તમે તો મહાવીર દેવના પરમભક્ત છો. જુઓને ભગવાનની વાણીમાં તમને કેટલો વિશ્વાસ છે ! આજ મારૂં ગૃહ અને જીવન આપે ઉજ્જવળ કર્યું ! એક તો રાજન વળી ભગવાનના પરમભક્ત મારે તો હોય જ ક્યાંથી ? ફરમાવો, ફરમાવો, સેવકને શી આજ્ઞા છે ?

**શ્રેણિક:**–પૂર્વાવસ્થામાં અજ્ઞાનને વશ થઇ જે કર્મ બાંધ્યાં છે.

તેના ફળ નરકમાં ઘસડી જાય છે. ભગવાન મહાવીર દેવે ફરમાવ્યું છે કે પુણ્યવંતા શ્રાવકની એક જ સામાયિક લાવો, તો નરક-ગતિ ટળી જાય. જેથી ઓ શ્રાવક શિરોમણી! કેવળ એક જ સામાયિક આપો અને મારા નરક બંધન કાપો.

**શ્રાવકજી** :–હું તો આપવા તૈયાર છું. પણ આ કેવી રીતે બને?

**અભય** :–ઓ ધર્મવીર! બની શકે તેમ છે. ભગવાને કિંમત આપીને લેવાની કહી છે. તેની કિંમતનું માપ કાઢવા કાંટો અને પલ્લાં લાવવા પડશે. શાસન દેવો આ કાંટામાં વસ્તુના માપ ઠીક કરશે.

સભામાં કાંટો લાવવામાં આવે છે. એક બાજુ શ્રાવકજી પોતાની સામાયિકનું ફળ મુકે છે. જ્યારે બીજા પલ્લામાં એક પછી એક સુવર્ણ, મણી, હીરા, રત્ન વગેરે મુકવામાં આવે છે, છતાં પલ્લું ઉંચું થતું નથી. ત્યારે અધીર બનેલ રાજા શ્રેણિક પોતાનું મગધ દેશનું રાજ પલ્લામાં મુકી દે છે, છતાં પલ્લું ઉંચું થતું નથી. તે જોઈ–

**શ્રેણિક** :–ધન્ય છે, ધન્ય છે. ઓ ધર્મના રાજા ધન્ય છે. ખરેખર! મારું આખું રાજ્ય પણ તમારી એક સામાયિકની બરાબરી કરી શકતું નથી. ત્યારે સાચો રાજા કોણ? કપડા પહેરવાને સિંહાસન પર બેસવાને ભલે હું રાજા ગણાતો હોઉં, પણ સાચા રાજા તો તમે જ છો. ઉભા રહો. ધર્મબન્ધુ, ઉભા રહો. તમારા ચરણની જરા રજ લેવા દો. નીચે નમી ચરણ રજ લે છે. આપ જેવા ધર્મવીરથી જ મારી નગરી પુણ્યવતી છે. મારો આત્મા પણ આજે પાવન થાય છે. જે આત્માઓ પોતાની દરેક જાતની મળેલી શક્તિનો આત્મહિતના માર્ગે ઉપયોગ કરે છે, તે ધન્યવાદને પાત્ર છે. અને આપ તો ઘણા ઘણા ધન્યવાદને પાત્ર છો.

**શ્રાવકજી** :–રાજન્ આપ તો મને ઘણાં જ શરમાવી રહ્યા છો. કયાં હું કેવળ છ પૈસામાં આજીવીકા ચલાવનાર ગૃહસ્થ **અને** કયાં આપ આખા મગધ દેશના રાજા ! ચાલો, મારું સ્વાગત **તો** સ્વીકારો મેવા ફ્રુટ વગેરેથી સ્વાગત કરે છે તે બધા સાથે મળી વાપરે છે શ્રાવકજી બહાર સુધી પહોંચાડવા જાય છે પધારજો રાજન ! પધારજો

( રસ્તે જતા )

**શ્રેણિક** :–કુમાર, જુઓ ધર્મનો પ્રભાવ. આખા રાજ્ય**ની** સાહ્યબી એક સામાયિકમાં ફૂલ થઇ ગઇ છતા સામાયિક**નો** **પ્રભાવ વધ્યો.**

**અભય** :–સાથે સાથ મોહ રાજા પર કેટલો વિજય કર્યો છે ! ગણી ન શકાય તેટલી સંપત્તિ હોવા છતા છ પૈસામાં જ આજી-વિકા ચલાવે છે ભગવાનની વાણી ખરેખર એણે જ પચાવી છે ને ! ચાલો, આપણે સાથે સાથ ભગવાન મહાવીરના દર્શન કરતા જઇશું. (જાય છે)

પ્રવેશ બીજો સમાપ્ત.

## પ્રવેશ ૩ જો : રાજગૃહિની બજાર

**મોતીચંદ** :–ઓ મોહનશેઠ ? આ સાંભળ્યું ? કાલે શ્રેણિક રાજા અને અભય કુમાર પગે ચાલતા પેલા પુણીયાને ત્યાં ગયા **હતા.**

**મોહનશેઠ** :–હા હા સાંભળ્યું, હું એ જ કહેવાનો **હતો.** વાણીયા ભાઇમાં આવી દદતા ક્ષત્રીય કરતાં પણ ઉત્તમ કયાથી આવી ? જૈન ધર્મનું મહાત્મ્ય એણે તો વધારી દીધું.

**મગનશેઠ** :–આ લોકો કહેતા હતા કે "દેવ ગયા દ્વારકે અને પીર ગયા મક્કે" ઇ તો તદ્દન ખોટું જ ને ? કહે છે કે દેવતા મારવાના કાંટા ઉપર આવીને ઉભા રહ્યા હતા.

**પાનાચંદ** :—આ ભગવાન તો જોર જોરથી કહી રહ્યા છે કે જેના હૃદયમાં ધર્મે વાસ કર્યો હશે, તેને રાજા, રાણા ને દેવો પણ વંદન કરશે.

**મોતીચંદ** :—આટલું પ્રત્યક્ષ જોયા પછી કોણ એવો મૂર્ખ હોય કે ધર્મથી વિમુખ રહે!

**મોહનશેઠ** :—આ તો વાત જ છે ને? ભીલ ખારવા વગેરે ધર્મની પ્રભા નહિ જાણવાથી ડુબે છે. અને આપણે ઉજલાં કપડાંવાળા ભીલ જાણવા છતાં ડુબીએ છીએ. કહેવાય તો છે કે વાણીયા ચતુર હોય છે અને વાતેય સાચી છે. પણ ચતુર કાગડો વિષ્ટા ઉપર જ બેસે છે ને? તેમ આપણે પણ આ ધર્મ છોડી નગુણી—નાશવંત એવી લક્ષ્મીમાંજ રાચીએ છીએ. ખરેખર મણુમાં આઠ પાંચ શેરીની જ ભુલ છે.

**મગનશેઠ** :—આ પુણીયા શેઠે તો ભલ ભલા મુનિઓ ન આપે એવો ઉપદેશ આપ્યો. આવું નજરે નિહાળ્યા પછી કોણ ધર્મમાં દઢતા નહિ અનુભવે!

**પાનાચંદ** :—પુણ્યના ઉદય વિના ધર્મ રૂચતો જ નથી. જેમકે ચંદ્ર જગતને આનંદ આપે પણ ચોરને તો તે ગમતો જ નથી.

**મોતીચંદ** :—પણ ભગવાન દુંદુભિની માફક ગર્જી ગર્જીને કહે છે કે સુખ જોઇતું હોય તો ધર્મ કરો. સાંભળીએ છીએ. પણ હૃદય જરાય કુણું જ પડતું નથી. આમ કેમ?

**મોહનશેઠ** :—ભાઈ તેલ ચોપડવાથી દરેક ચામડાં કુણાં થઈ જાય છે. પણ ઉંટના ચામડાના બનેલા કુડલામાં તેલ કે ઘી ગમે તેટલું ભરી રાખે છતાંય શું તે કુણું પડે છે? એ તો એવું ને એવું જ રહે છે, એમ મિથ્યાત્વમાં જ્યાં સુધી આત્મા રંગી રહેલ છે, ત્યાં સુધી ભગવાનની વાણી ગમે તેટલી ભરો પણ આત્મા કુણો પડતો જ નથી.

**પાનાચંદ** :–ભાઇઓ, પુણીઆ શ્રાવકે તો આખ્યાન કરી ખરેખર વાણિયાની કોમને તારી દીધી સાત સાત ગરણે ગળીને પાણી પીવાવાળા વાણીઆમા આટલી મક્કમતા ? આપણો આત્મા એમના પ્રત્યે ઝુકી જાય છે

**મગનશેઠ** :–આપણે, તો તેમની ચરણરજ બરાબર પણ નથી. છતાં ચાલોને તેમને બોલાવી બહુમાન કરીએ. સન્માન સમારંભ યોજી તેઓનું સન્માન કરીએ. જેથી જૈનધર્મનું મહત્વ જનતા જાણી શકે. મફતશેઠ તેમની ગાડીમાં તેડી લાવે તો ઠીક : એટલામા પુણ્યવંતા શેઠ આવી ચડે છે દરેક શેઠીયાઓ એક સાથે ઉભા થઈ સામે જાય છે

પધારો ! પધારો ! શેઠ અમારા શ્રાવક સમાજના ભૂષણ રૂપ શેઠજી પધારો, વંદન હો, આપને, અમારા વંદન હો આદર્શ શ્રાવક રત્ન, તમને અમારા પ્રેમ પૂર્ણ વંદન હો

**પુણીઆ શેઠ** :–વંદન હો આપને મારા વંદન. બંધુઓ, હું આટલા તમારા સત્કારને યોગ્ય નથી. આ બધો જ પ્રતાપ ભગવાન મહાવીર દેવની વાણીનો છે. મને તેના પર દૃઢ શ્રધ્ધા છે. આખ મિંચાતા દરેક વૈભવ અહીં જ છોડી દેવાના છે તો ખુલ્લી આંખે છોડતાં શીખવું વધારે સારૂ છે. જરૂરી છે. બંધુઓ ! આપને સર્વને મારી એક જ વિનંતી છે કે સાચા શ્રાવક બનો જ્યાં સુધી સર્વથા ઘરનો ત્યાગ ન થાય ત્યા સુધી દરરોજ એકેક સામાયિક અવશ્ય કરવી આ ખરેખરૂં પરલોકનુ ભાતું સાથે હશે તો સુખી થશો

સર્વભાઇઓ સામાયિક હમેંશા કરવાની પુણીયા શ્રાવક પાસે પ્રતિજ્ઞા કરે છે

ભગવાન મહાવીર સ્વામીની જય બોલાવતા નાચેનુ ગીત ગાન કરે છે

રાગ માઢ

કરો સામાયિક ભાઈ, શીવસુખદાઇ, કરવા ભવોદધિ પાર..
સમતારસની આવક જેમાં, ચિંતા નહીં લવલેશ,
હાંસી મશ્કરી દૂર કરીને, દૂર કરીને કલેશ... કરો૦
સામાયિકનું આભરણુ સાચું, શ્રાવકનું કહેવાય,
નિત્યપ્રત્યે ભાવથી કરતાં, આત્મા નિર્મળ થાય... કરો૦
કલ્પતરુ કામધેનું આદિ, કલ્પના માત્ર નામ,
ઇચ્છિત સુખની પ્રાપ્તિ કાજે, સામાયિક સુખધામ...કરો૦
પુણીઓ વેચીને જીવન ગુજારે, પણ સામાયિક રૂડી પેર,
વીરપ્રભુની પ્રેરણાથી, શ્રેણીક આવે ઘેર... કરો૦
ગુરૂ "વિનય"માં પ્રેમ ધરીને, દૂર કરી મોહરાજ,
"ચંપકમુનિ" સૌમ્યતાથી, મળશે મુક્તિનો સાજ.. કરો૦

---

## (૪) જૈનશાળા વિષે સંવાદ

### લે. પં. મુનિ શ્રી ચંપકલાલજી મહારાજ

**સુધાકર** : જયજિનેન્દ્ર રશ્મિકાંત, જયજિનેન્દ્ર: આવો ભાઈ આનંદમાં તો ખરાને?

**રશ્મિકાંત** :—ગુડમોર્નિંગ મીસ્ટર સુધાકર. શું તમે હજુ આવા ને આવા જ રહયા? જમાનો કયાં પહોંચ્યો અને તમે હજુ જયજિનેન્દ્રમાં જ પડી રહ્યા છો? પણ આ હાથમાં શું છે? અને અત્યારમાં કઈ તરફ જઈ રહયા છો?

**સુધાકર** :—ભાઈ રશ્મિ! શું જયજિનેન્દ્ર બોલવામાં પણ પાપ લાગે છે? એટલી હદ સુધી તમે સુધરી ગયા! જમાનાને નામે અર્ધદગ્ધ અભ્યાસીઓએ ધર્મ અને સમાજને હીન બનાવી નાખ્યો!

**રશ્મિ** :—શ્રી સુધાકર, હવે ધર્મની વાતો જ જવાદો. હવે તો વિજ્ઞાનનો જમાનો આવ્યો ધર્મની વાતો જુના જમાનામાં ઠીક હશે પણ હવે તો સમયની સાથે આપણે પલટાવું જોઇએ. હવે તો અહીં જ સ્વર્ગ અને અહીં જ નરક ઉપરના સ્વર્ગ કે નરકની વાતો સાંભળવા કોઇને અવકાશ નથી

**સુધાકર** :– ભાઇ રશ્મિ, આ બધો સરકાર વિનાની કેળવણીનો જ પ્રતાપ છે વિજ્ઞાની ભાઈ, કહો તો ખરા કે એ વિજ્ઞાનીઓ શા મરે છે? વિજ્ઞાન હોવા છતાં કોઈ દુઃખી શા માટે?

**રશ્મિ** :—એ તો આળસુને દુઃખ જ હોય છે. અને પ્રયત્નવાળો સુખ પ્રાપ્ત કરી લે છે. તેમાં ધર્મ કરવાથી સુખ મળે છે. એવું કયાંઇ દેખાતું નથી સામાયિક કરે અને રૂપીઆ ઉપરથી ખરે તો માની શકાય કે ધર્મ કરવાથી ધન મળ્યું. બાકી તો ભોળી જનતાને ઠગવાની જ ક્રિયા છે.

**સુધાકર** :—ભાઇ રશ્મિ, તમે આટલા નાસ્તિક થઈ ગયા, એ તો આજે જ મને સમજાયું. પણ ભાઇ, શું ગોટલી વાવતાની સાથે જ આંબો તૈયાર થઇ કેરી ખરવાં માંડે છે? અનાજ વાવતાની સાથે જ ગાડાભરી લાવવા યોગ્ય અનાજના ઢગલા થઈ જાય?

**રશ્મિ** :– ના, ભાઇ, એમ તો કેમ બને! તેનો સમય પરિપક્વ થતાં આંબો અને કેરી થાય છે.

**સુધા** :– ઠીક ત્યારે એવી જ રીતે ધર્મક્રિયા સમય પરિપક્વ થયે ફળ આપે છે પાપી આત્માઓ આજે જે સુખ ભોગવે છે તે પૂર્વના કરેલા ધર્મકાર્યોના જ ફળ છે અને ધર્માત્માઓ ઉપર લદાઇ રહેલા દુઃખો તો પૂર્વ જન્મના પાપકર્મના જ ફળો છે અત્યારની શની ક્રિયાના ફળો હવે પછી ભોગવવા મળશે.

**રશ્મિ** :– ભોળા બંધુ? કોણ જોઈને આવ્યું છે કે સ્વર્ગ કે અહીં સુખી તે સ્વર્ગ અને દુઃખી તે નરક. આ સ્વર્ગ અને

નરક, પુન્ય અને પાપ—આ બધી વાતો કોઇએ વહેતી મુકી હોય તેવું લાગે છે. બાકી નજરે તો કોઇ જોઇ શકતું જ નથી.

**સુધા :–** પ્યારા મિત્ર ? શું તું જુએ તેટલું જ માન્ય કરે છે ને ? જો એમ છે તો તું પોતે માતાના ગર્ભમાં રહ્યો હતો એ જોઇ શકે છે ? તારા પિતા કોણ હતા તે, તેં જોયું છે ? બાપના બાપ અને તેના બાપને તેં જોયા છે ? નથી જોયા. માટે હતા જ નહિ એમ ને ? આ હુંડીનો લખવાવાળો સામે તો નથી. છતાં પૈસાની લેવડદેવડ થાય છે કે નહિ ? ટપાલમાં પત્ર આવ્યો, લખનાર હશે કે નહિ તેની શંકા કરાય છે ખરી ? ના. આમ છતાં બધા જ વ્યવહાર કરવા પડે છે. અને થાય જ છે. તેવી જ રીતે જ્ઞાની કે જેણે મહાન પરિશ્રમ કરી કર્મને ક્ષય કરી આખા જગતને જાણવાવાળું કેવળ-જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેઓ જ્ઞાન બળથી જોઇને કહી ગયા છે. તે વાત માનવી જ પડશે.

**રશ્મિ :–** હા ભાઇ, એટલું તો ખરૂં છે કે એ જ્ઞાની આત્માને કાંઇ જ સ્વાર્થ હોતો નથી. તેઓ જ્ઞાન આપવાના બદલામાં આપણી પાસેથી કાંઇ જ લેતા નથી. અને લેવાની ઇચ્છા પણ રાખતા નથી. કોઇના ઉપર ક્રોધ તો કરતા જ નથી. દરેક જીવો પર સરખો જ પ્રેમ રાખે છે.

**સુધા :–** બંધુ ! આટલા માટે જ તો તેમની વાતો માન્ય કરવા મન તલપે છે. જોને આજના વિજ્ઞાનીઓ પુષ્કળ મહેનત કર્યા બાદ આજે વનસ્પતિમાં જીવ છે અને સંજ્ઞા પણ છે એવું બોલે છે. તે વાત ભગવાન મહાવીર દેવે આજથી ૨૫૦૦ વર્ષ પહેલાં બતાવી હતી. આ રીતે પણ તેમની વાત માન્ય કર્યા વિના ચાલતું જ નથી. વળી મનુષ્ય જન્મ્યા પછી સારા નરસા કર્મ કરે, પણ ગર્ભમાં તો કર્મ કરવાનું નથી છતાં ત્યાં સુખ દુઃખ કેવી રીતે ભોગવે છે ? કેટલાંક જીવો ગર્ભમાં મહાદુઃખો ભોગવતા હોય છે. કેટલાક મરી જાય છે.

કેટલાક જન્મ્યા પછી મરી જાય છે અને કેટલાક બિમાર, લૂલા, આંધળા, મુગા-બહેરા જન્મે છે તેનો શો હેતુ હશે, કહો તો ખરા ?

**રશ્મિ** –હું તો એમ માનુ છુ કે જેવુ બનવાનું હતુ તેવુ બની ગયુ.

**સુધા** :– ના ભાઇ, તેવુ બને જ નહિ. દરેક કાર્યો પુરેપુરા વ્યવસ્થિત જ હોય છે. આમાની ગોટલી વાવેલી હોય ત્યા બોરડી થતી જ નથી પણ આંબો જ થાય છે કાગ વાવે તેને કમોદ મળી શકતી નથી. અહીં નામુ લખવાની કે હિસાબ રાખવાની જરૂર જ નથી કદી ભૂલ થવા સભવ જ નથી. એટલે જેવા કાર્યો કરીએ તેવા જ બદલા મળી રહે છે. ભાઇ, તુ શ્રીમત કેમ બન્યો ? અને પેલો મોહનીયો મજુર કેમ બન્યો ! પેલા મણીભાઇ લંગડા બન્યા છતા લક્ષ્મી કેવી રીતે તેમને ત્યા આવી રહી ? આ બધાનો એક જ જવાબ આવે છે કે પૂર્વની કરણી. માટે મિત્ર, આસ્તિક બન. પ્રભુના વાક્યોમા શ્રદ્ધા રાખ. માનવજીવનની સફળતા શ્રદ્ધા ઉપર જ ટકી રહી છે. નહિતર હાથ આવેલી બાજી ગુમાવી દઈશ.

**રશ્મિ** :– મિત્ર! આજે મારી આંખ ખુલી ગઈ, પણ તને આવી સુંદર સમજણ કયાંથી આવી ?

**સુધા** :– વહાલા મિત્ર, બાલ્યાવસ્થાથી જ માતાપિતાએ મને જૈન શાળામાં મોકલવા માંડયો હતો. તે વખતે તો મને કંઇ ખાસ રસ ન હતો. કેટલુંક માસ્તર કહે તેમ ગોખી નાખતો હતો, પણ પછી તો જેમ મોટો થયો તેમ રસ વધતો ગયો અને એ રસે મને મુનિ મહારાજ તરફ આકર્ષ્યો, વ્યાખ્યાન શ્રવણ કર્યા. અને ગુરૂદેવે અપૂર્વ જ્ઞાન સમજાવ્યું.

**રશ્મિ** :– તારૂં જ્ઞાન ઉત્તમ છે એમ આજ મારે કહેવું પડશે, પણ તું અત્યારમા આમ કયાં જતો હતો ?

**સુધા** :– મિત્ર પ્રાથમિક જ્ઞાન જ્યાંથી મેળવ્યું, ને જૈનશાળા

ને ઉત્તેજન આપવાનું મેં માથે લીધું છે. જે બાળકોને બાલ્યકાલમાં ધાર્મિક જ્ઞાન કે સંસ્કાર નથી મળતાં તે દરેક પ્રાયઃ નાસ્તિક થાય છે. બાળકોને પોતાને માટે હિતકારી શું,એવી ખબર નથી હોતી. અને આજના જંજાળી માતાપિતાને બાળકોની કાંઈ પડી હોતી નથી. તેથી બાળકો જ્ઞાન વિહિન બને છે. જ્ઞાન વિનાનું જીવન સંસ્કારી ક્યાંથી બને? અને આજના દેખાતા નાનકડી કળી સમાં બાળુડાં આવતી કાલનો સમાજ છે. એટલે એ રીતે સમાજ પ્રતિદિન અસંસ્કારી બને છે. હું દરેકના ઘેર જઈ જૈન શાળાના લાભ સમજાવું છું. બાળકોને જૈનશાળામાં મોકલવા વિનવું છું અને પછી બાળકોને પણ સમજાવી-પટાવી જૈનશાળામાં લઇ જાઉં છું. મેં મેળવેલું જ્ઞાન એ બાળકોમાં ધીરેધીરે જમાવવાનો પ્રયત્ન કરૂં છું.

**રશ્મિ** :–તમે તો ત્યારે જૈનશાળાના શિક્ષક છો એમ કહો ને?

**સુધા** :– મિત્ર, જૈન ધર્મનો પાયો જ જૈનશાળા છે. પાયા વિનાના ઘર ટકી શકતા નથી. અગર જેના પાયા હચમચી ગયા છે તે ઘર થોડા દિવસના જ મહેમાન માનવાના રહ્યા. આવી જ રીતે કેટલાક ગામોમાં જૈનશાળા જ હોતી નથી. અને કેટલાક ગામોમાં હોય છે, તો રગસીયા ગાડાની માફક અથવા તો નરસિંહ મેતાની વેલડીની જેમ ચાલે છે. અને તેથી જ જૈનધર્મનું જે પ્રધાન સ્થાન હતું, તે આજે બહુ દૂર જતું રહ્યું છે. એક વખત જૈનધર્મ રાજ-ધર્મ મનાતો હતા. તે ધર્મને આજે કહેવાતા જૈનો પણ ઓળખી શકતા નથી.

**રશ્મિ** :–આમ થવાનું કારણ શું?

**સુધા** :– જૈનશાળાનો અભાવ.

**રશ્મિ** :– તો શું જૈનશાળામાં એવા બહુ ખરચા આવે છે? અથવા આપણા સમાજમાં કોઈ શ્રીમંત જ નથી?

**સુધા** :– ના ભાઈ, તેમ નથી. શ્રીમંતોયે ઘણા છે. અને પૈસા

વપરાય છે પણ ઘણા જુઓને, આ એક જ ઘરમાં બે પાંચ રૂપિયા તો આ પાણીના જ થતા હશે એક જ માણસ એકાદ રૂપિયાની બીડી બાળી નાખતો હશે પતંગ અને દોરાની પાછળ પાંચ સો સુધી ખરચાય છે દીવાળીના ફટાકડામાં છોકરાં ભલે દાઝી જાય, પણ ઘરદીઠ પાંચથી માંડી સો બસોના દારૂખાના લાવવા જ જોઈએ. અરે લગ્ન વખતે તો મીઠું બેન્ડ જોઈએ જ, એક જ કલાકના બે હજાર રૂપીયા એક જ લગ્નની પાછળ બબ્બે લાખ સુધીના ધડાકા સાંભળ્યા છે. પણ તે જ મા બાપોને જૈનશાળા માટે કહેવામાં આવે તો આંગળીના વેઢા ગણવા લાગે છે, કે માથું ખંજવાળવા લાગે છે વાહ વાહ કહેવડાવવામાં લાખ ખરચી શકે છે, અને સંસ્કાર આપવા પાંચ ખરચવા પડે તો વિચાર થઈ જાય છે. આ કળીયુગની લક્ષ્મી તે શું કરશે, કાંઈ સમજાતું નથી

**રશ્મિ** – મિત્ર, લક્ષ્મીને દોષ દેવાની જરૂર નથી. આપણા વિચારો બદલાયા એટલે આપણને માન-સન્માનની ઈચ્છાઓ થવા લાગી આપણે કુમળા બાળકોને સંસ્કાર આપવાનું ભુલી કીર્તિના મોહે કેવળ પથ્થરામાં જ રકમો નાખીએ છીએ અથવા તો ધુમાડા કરીએ છીએ એક શહેરમાં એક મુનિના ચાતુર્માસમાં મહેમાનોને નાસ્તા-પાણીના ખર્ચનો કેવળ ૬૦ હજારનો આંકડો છાપામાં આવ્યો જ્યારે જૈનશાળા, પગારના સંકુચિત દિલથી માસ્તર વિનાની કે કેવલ વિદ્યાર્થીઓ વગર ચાલતી હતી

**સુધા**:– મિત્ર, તારી વાત તદ્દન ખરી છે જૈનધર્મ પણ આજે આડંબરમય બની ગયો છે. અને એ આડંબરે સાચું લક્ષ્ય ગુમાવી દેવડાવ્યું છે. "ઘરના છોકરા ઘંટી ચાટે અને ગોંસાઈજીને આટો, જોઈએ" બાલુડાઓ જ્ઞાન વિના રખડે અને આંગણે બેંડ વાજા ગડગડતા હોય સમાજ સમજે તો ઘણું સારૂં.

**રશ્મિ**.– વ્હાલા મિત્ર સુધાકર, તેં મને સુંદર જ્ઞાન આપ્યું

તે બદલ તારો આભાર, અને સાથો સાથ તેને વર્તનમાં મુકનારી પ્રતિજ્ઞા કરૂં છું કે, મારા લગ્ન વખતે તદ્દન સાદાઇથી જ કામ લઇશ અને તે રકમ તમારી જૈનશાળામાં વાપરવા આપીશ. લો, આ પાંચ હજારનો ચેક અને જૈનશાળાનું કાર્ય જોરશોરથી ચલાવો. હું પણ તમારી જૈનશાળામાં અભ્યાસ કરવા આવીશ. જ્ઞાન એ જ આંખો છે મિત્ર, બાળકોના ચક્ષુદાતા બનો. જયજિનેન્દ્ર. વળી ફરી મળીશું.

## બન્ને મળી ગીત ગાય છે.

આવજો આવજો આવજો રે૦
જૈનશાળાએ ભણવા આવજો૦
જ્ઞાન છે સાચું જીવન તમારૂં, વિવેક રૂડો પ્રગટાવજો રે. જૈન૦
સંસ્કાર વિનાનું પશુપણું છે, જૈનત્વ સાચું જમાવજો રે. જૈન૦
નીતિ રીતિના પાઠો પઢીને, શાસન રૂડું દીપાવજો રે. જૈન૦
વડીલોને પૈસા વ્હાલા લાગે તો, મહેનત કરીને લાવજો રે. જૈન૦
જ્ઞાન દાનના મેઘ વરસાવી, કીર્તિ ઉત્તમ અપનાવજો રે. જૈન૦
યશસ્વી ઉત્તમ જીવન બનાવી, ચંપકમુનિને ભાવજો રે. જૈન૦

ભગવાન મહાવીર દેવની જય!

---

## (૫) સમાજોન્નતિ સંવાદ

(લેખક :- પ. મુનિ શ્રી ચંપકલાલજી મહારાજ)

**પાત્રો** – શાંતિલાલ, કાન્તિલાલ, નવનીતલાલ.

**પ્રાર્થના :–** નમીયે શ્રી મહાવીર, જિનપ્રભુ, નમીયે શ્રી મહાવીર.
સત્ય શરણ છો વિઘ્નહરણ છો, મંગળ કરણ સધીર,
શાસન નાયક શિવસુખદાયક, જ્ઞાયકગુણ ગંભીર,
દેવ દાનવ ને માનવ સર્વે, આવી નમાવે શીર,
સંકટ કાપો શીવ સુખ આપો, આપો ભવજલ તીર,
આપ વિના પ્રભુ હું બહુ ભટકયો, ભમીયો ભવજળ તીર.
રૂપ અનુપમ આપ બીરાજે, કંચન વરણ શરીર,
ભાવ ધરી વંદે મુનિ વિનયચંદ, નમો નમો મહાવીર.

**શાંતિલાલ** :- જય જિનેન્દ્ર બંધુ કાંતિલાલ.

**કાંતિલાલ** :- ગુડ મોર્નિંગ મિસ્ટર શાન્તીલાલ, તમે મોટા થયા પણ કાંઈ સુધર્યા જ નહી. એવા ને એવા જ રહી ગયા.

**શા.** ભાઈ, કેવી રીતે સુધરવા આપ કહો છો?

**કા.** આ જુવોને, તમને હજુ બોલતા પણ આવડતુ નથી. જુનુ અને જુનું પકડી રહ્યા છો. ભાષા કે ભુષામાં કાંઈ પરિવર્તન કર્યું નથી. આ લફફ લફફ કરતું ધરતી સાથે ઢસડાતું ધોતીયું પગમાં આવે તો લાંબાલસ થઈ જવાય, જમીનની માપણી થાય અને બત્રીસીમાંથી બે ચાર દાંત પણ ઓછા થઈ જાય. અને બોલવામાં પણ "જય જિનેન્દ્ર" "જય જિનેન્દ્ર" અરે હવે તો સુધરો, જરા સુધરો.

શા. બંધુ, ઇષ્ટદેવનું નામ આમ સ્વાભાવિક લેવાય એમાં શું ખોટું છે? ઇષ્ટદેવનું નામ સ્મરણ સદા આનંદમય છે. સુતાં, ઉઠતાં બેસતાં એમ દરેક કામ કરતાં ઇષ્ટદેવનું સ્મરણ તો કલ્યાણકારી છે. શું કોલેજમાં ગયા પછી ઇષ્ટદેવનું નામ પણ અપ્રિય થઈ પડ્યું કે?

કા. ઠીક છે, જો એનાથી તમારૂં કલ્યાણ થઇ જતું હોય તો લીધા જ કરો. પણ આમ ક્યાં જઇ રહ્યા છો? એ તો કહો.

શા. મિત્ર, ઉપાશ્રયે જઈ રહ્યો છું. પ્રતિક્રમણનો સમય થયો છે.

કા. પ્રતિક્રમણનો સમય થયો છે કે ફરવાનો? અરે મિત્ર, તમે તો ધર્મના ઢીંગલા બની ગયા લાગો છો. પણ આમ આખો જ દિવસ સામાયિક પ્રતિક્રમણ ઉપવાસ પોષધ આદિ કરવાથી ખાવાનું મળી જશે કે? હા...હા... : હસીને: તમારે તો કમાવાની માથા-કુટ કરવી જ નહીં પડે. સામાયિક તમને ભોજન લાવી આપશે, પ્રતિક્રમણ રૂપીયા લાવી આપશે. ઉપવાસ દરેક પ્રકારના વૈભવ લાવી આપશે અને પોષા સ્વર્ગસુખ અપાવી દેશે. શારીરિક બળની તો તમને જરૂરત જ ક્યાં છે? આવી પાગલતા છોડો અને ચાલો ટેનીસ ખેલવા, મિત્રો મળ્યા છે અને હું ત્યાં જઈ રહ્યો છું. આનંદ અનુ-ભવી જીવનને સાર્થક કરો.

શા. અરે કાન્તીલાલ! કોલેજમાં ગયા પછી તમારૂં જીવન આટલું પલટાઇ ગયું તે તો મને આજેજ સમજ પડે છે. શું તમારા બાપદાદાના ધર્મને સર્વથા ભુલી ગયા! અરે એથીએ આગળ વધીને ધર્મની મશ્કરી ઉડાવી રહ્યા છો!

કા. અરે મિત્ર! ધર્મ ધર્મ કરીને બધાને નિર્બળ બનાવી નાખ્યા. બટાટા આદિ કંદમાં ટોનીક રહેલ છે ત્યારે તમે કહો છો કે બટાટા ખવાય જ નહીં. લસણ ડુંગળી આદિ સર્વ બિમારીને દુર કરવા વાળા છે ત્યારે તમે કહો છો કે તેને અડાય પણ નહીં, પછી પ્રજા શક્તિ-સંપન્ન ક્યાંથી બને? આ દેશને પરાધીન બનાવવાનું કારણ

મને તો તમે ધર્મઢોંગી જ લાગો છો

**શા.** કાન્તીલાલ! તમે તો બહુ જ બોલી નાખ્યું શું એક ઉચ્ચતમ શ્રાવક પુત્રના મુખમાં આવા શબ્દો? પ્રભો! પ્રભો! આજે આ હું શું સાંભળું છું!

**કા.** હું ઠીક જ કહું છું. ફરવાનો–ખેલવાનો સમય થાય ત્યારે તમે કહો કે ચાલો ઉપાશ્રયમાં પુરાવ જ્યાં અજવાળાનું એક પણ સાધન ન હોય, ચાલતા ચાલતા કોઈનું માથું ફૂટે તો ભલે ફૂટે પણ બત્તી તો હોય જ નહીં ત્યાં બધા મળીને બેસો અને એકનો એક પાઠ હંમેશા બોલી જાવ, પ્રાત કાળનો અમુલ્ય સમય, તે તો તમે કાઢો સામાયિકમાં, માળા ફેરવવામાં કે સાધુઓના રાગડા સાંભળવામાં. મને તો હવે આમાનું કાંઇ જ રૂચતું નથી

**શા.** બસ કરો, મિત્ર બસ કરો તમારી બુદ્ધિનું લીલામ થઇ ચુક્યું તેમ જ મેળવેલી કેળવણીનું પ્રદર્શન થઇ ગયું હવે મન વધારે સાંભળવા કાંઈ ઇચ્છતું નથી. જે ધર્મ સર્વ પ્રકારનાં સુખ આપવા વાળો છે તેની આવી રીતે નિંદા! અને આવી રીતે નિંદા કરીને ક્યાં જવાનું ધાર્યું છે! સામાયિક પ્રતિક્રમણ આદિમાં શો લાભ રહેલો છે તે તમારા જેવા નાસ્તિકોને ક્યાંથી ખબર હોય! કેવળ રૂપીયા જ નહીં પણ આજે કાંઈ મળ્યું છે, મળે છે, અને મળશે તે સર્વ ધર્મનું જ ફળ છે ધર્મ નિર્બળ બનાવે છે તેમ બોલવું તે પણ અવિચારીપણું છે. બળવાન બનવું તે માત્ર ખોરાક પર જ આધાર રાખતું નથી અને જો એમ જ હોત તો કોઇ રાજા, મહારાજા કે શ્રીમંતો અશક્ત બનત જ નહિ. એક ટુકડો રોટલો અને મરચું ખાવાવાળામાં જે શક્તિ હોય છે તે તમારા જેવા બટાટા ખાઈ ટેનીસ ખેલવાવાળામાં ભાગ્યેજ હશે. શારીરિક સ્વાસ્થ્યનો આધાર માનસિક વિચારો પર વધારે રહે છે, એ ભુલવું ન જોઇએ લસણ,. ડુંગળી વગેરે અભક્ષ પદાર્થોના સેવનથી બુદ્ધિ તામસી અને મન

વિકારી બની જાય છે. જેથી મનુષ્યો ઘણીવાર અકૃત્ય કરી બેસે છે, જેના પરિણામે જીવનભર નીચું જોવું પડે છે. જીવન અપયશમય બન્યા પછી ગમે તેટલી શક્તિ શરીરમાં હોય તો શા કામની છે?

કા-મિત્ર, એ તો તમારૂં કહેવું બીલકુલ ઠીક છે. યશસ્વી જીવન તે જ સાચું જીવન છે. પોતાની કીર્તિને કલંકિત ન બનવા દેવા કેટલાય મહા પુરૂષોએ પ્રાણ ખોવ્યા છે.

શા.-ધર્મ જ એક એવી વસ્તુ છે કે જે આપણને કર્તવ્યા કર્તવ્યનું ભાન કરાવે છે. તેના વિના સંસાર ચાલી શકતો નથી તમારા જેવા નાસ્તિકોને પણ ધર્મનું પાલન તો કરવું જ પડે છે. જુઓ કદાચ બધા જ આત્માઓ હિંસામાં પ્રવર્તે તો સંસાર ઘડીભર પણ ચાલે ખરો? જ્યાં એકબીજાને મારવાની જ વાત હોય ત્યાં સહીસલામતી કેમ રહે? જુઓ સિંહણ જેવું ક્રૂર પ્રાણી પણ પોતાના બાલક પ્રત્યે પ્રીતિ જ દાખવે છે, અને તે છે માતૃધર્મ: સત્ય બોલવું જ બંધ કરો તો એક દીવસ પણ નીકળવો મુશ્કેલ પડશે. ભૂખ લાગી છે, ઘરે જાવ, માતા પૂછે-ભૂખ લાગી છે? તમે જુઠું બોલવા પ્રતિજ્ઞા કરી હોય, એટલે કહો ના, એટલે માતા થાળી નહીં જ પીરસે. તૃષા લાગી છે? પાણી પીવું છે? તમારે ના જ કહેવી પડશે? ક્યાં સુધી ભુખ્યા રહેશો? છેવટ સાચું બોલવું જ પડશેને? બધાંજ ચોરી કરવા પ્રેરાય તો વહેવાર કેમ ચાલશે? સ્વપરનો ભેદ છોડી બધાજ મૈથુનમાં પ્રેરાય તો પરિણામ શું આવશે! જુઓ એક જ વખત ધર્મ વિરૂદ્ધ જવામાં કેવાં ફળ મળે છે. રામચંદ્રજી એક મહાપુરૂષ હતા. ધર્મપાલન માટે જ રાજ્ય તજી જંગલના કષ્ટો સ્વીકાર્યાં હતાં. એક હરણનું સૌન્દર્ય જોઈ તેને પકડી મંગાવવાની ઇચ્છા, પતિને પ્રેરણા કરવી અને રામચંદ્રજીનું પણ ધર્મ ભુલી નિર્દોષ હરણનો પ્રાણ લેવા દોડવું, પરિણામમાં જુઓ, કેટલા દુઃખો સહન કરવા પડયાં! જરા વિચારો.

કુટુમ્બના સંસ્કારો ભુલી જે આવા ઉદગારો નીકળી રહ્યા છે

તે કેવળ કોલેજીયન જીવનનુ પરિણામ છે. પાશ્ચાત્ય કેળવણીમા ધર્મના સસ્કારો ભાગ્યેજ રહે છે સુધારાને નામે જીવન નષ્ટ કરી નાખે છે આ જુઓ તમારૂં પણ તેમજ બનવા પામ્યુ છે વિના કારણ ગળે ફાંસો (નેકટાઈ) નાખવો પડયો અને ભાષા અને વિચારોમાં પણ કેટલુ પરિવર્તન થઇ ગયું !

**કા.** મિત્ર શાતિલાલ, તમારી વાત સાચી છે. વિચાર કરવા બેસીયે તો ધર્મની જરૂર જણાય પણ ખરી, પણ હમણા તો હું કેટલાક એવા સન્જોગોમા છુ કે આવો જ પહેરવેશ રાખવો પડે છે. અને મિત્રો પણ એવા જ મળ્યા છે કે જેથી ધર્મસ્થાને જતાં કે ધર્મક્રિયા કરતાં શરમ આવે છે કેટલુક વિચારવા જેવું હોવા છતા સન્જોગોવશાત વિચારી શકતો નથી હમણા મને ફુરસદ નથી. બીજી કોઇ વખત મળીશુ ત્યારે વાર્તાલાપ કરીશુ.: કાંડે રહેલી ઘડીયાળ તરફ જોઇને : અરે, ઘણો સમય થઇ ગયો. મારા મિત્રો રાહ જોઈ રહ્યા હશે મારે જવું જ જોઇએ "વેલ, ગુડબાય"

: કાન્તીલાલ જાય છે અને શાન્તીલાલ ગાય છે.

જિનદેવ મારા કહો શું થશે,
શાસન આપનું સ્થિર કેમ થશે!
યુવકોમા નથી ધર્મનું જ્ઞાન,
વડીલોને છે ફક્ત પૈસાનુ કામ.
કોલેજમાં જઇને બાળકો આજ,
ગુમાવે છે શ્રદ્ધા ને બને છે બેહાલ.
બાલ્ય વયમાં રૂડુ પોષણ જો મળે,
તો તો પછી શાસન ઉજ્જવળ બને
કરીને કૃપા આમ ઉપર આજ,
શિક્ષણનો દેજો ઉત્તમ સાજ.
અરજ કરે મુનિ ચંપક એક,
નિતનિત વધજો પ્રભુ વિવેક.

. નવનીન આવે છે:

**નવ**–કેમ મિત્ર, આજે શા વિચારમાં પડી ગયા છો ?

**શા.** વિચાર તો બીજો કોઇ જ નહીં. આપણા સમાજનો જ વિચાર આવી રહ્યો છે.

આ રતીલાલ શેઠનું ઉચ્ચકોટીનું શ્રાવકનું ઘર ગણાય, તેનો જ પુત્ર કાન્તીલાલ કેળવણીને બાને આમ નાસ્તિક બને તો ધર્મ ક્યાં રહેશે ?

**નવ**—બંધુ, તેના પિતા તો ધર્મમાં બહુજ શ્રદ્ધાવાળા છે. કાન્તિની મતિ કોલેજમાં ગયા પછી પલટાઈ ગઇ છે. કેવળ કાન્તિની નહિં, પણ અનેક યુવકોની મતિ આમ કોલેજમાં ગયા પછી પલટાઇ જાય છે, માટે ઇંગ્રેજી કેળવણી જ બંધ કરી દેવી જોઇએ.

**શા**—ના ભાઇ, તે તો ઠીક નથી. આજ વ્યવહારમાં ઇંગ્રેજી ભાષાનું કામ વધારે પડે છે.

**નવ**—તો ભાષા આપો અને ધર્મહીણા કરો.

**શા**—એટલા માટે તો વિચાર કરૂં છું. જ્ઞાન પણ મળે અને સંસ્કાર પણ મળે તોજ સમાજ ઉન્નત બને. હા એક વિચાર સુઝી આવે છે.

**નવ**-બંધુ કહોતો ખરા ! શી યુક્તિ શોધી કાઢી છે ?

**શા**-બાલ્યાવસ્થામાં બાળકોને ધાર્મિક સંસ્કારો આપવા જોઇએ. ઉગતા અંકુરને વાળી દેવામાં આવે તો તે વૃક્ષ થયાં પછી પણ તેવો જ વળ રહે છે. તેમ બાલ્યાવસ્થામાં સારા સંસ્કાર જામી જાય તો પછી જેમ વય વધતી જાય તેમ સંસ્કાર દઢ થતાં જાય છે.

**નવ**—આ સંસ્કાર આપવા જૈન પાઠશાળા ચલાવાય છે. પણ ભાઇ ! તમારા ધર્મની શાળામાં કેટલા બાળકો આવે છે, તે કદી જોયું છે ?. વિદ્યાર્થી કહે છે કે અમારે નિશાળનો અભ્યાસ કરવાનો છે. ભણતાં થાકી જઇએ તેટલા પુસ્તકોનો અભ્યાસ કરવો પડે છે. ફુરસદ મળે ત્યારે આવીયે ને ? કોઇ શરમાશરમીથી કે ઇનામની

લાલચે આવે છે કોઈ ઘડીભર બેસી ચાલ્યા જાય છે. જૈન શાળાનો હિસાબ કોઈએ તપાસ્યા છે ? કે શું ભણાવ છે !

શા—એ જ દુ:ખ થાય છે રૂપીઆનો હીસાબ તપાસવા બધાંજ તૈયાર છે એકએક પૈસાનો હિસાબ તપાસાય છે. લાકડા અને પાણીના હિસાબો તપાસાય છે. પરંતુ આ કુમળા બાળકોના જીવન નષ્ટ થઈ રહ્યા છે તેની એક ઝાખી કરવા પણ કોઈ તૈયાર નથી!

નવ—તો પછી ઉન્નતિની આશા તો છોડી જ દેવી જોઇએ ને?

શા—મધુ એક રસ્તો છે, પરંતુ સમાજના અગ્રેસરો જાગે તો બની શકે તેમ છે

નય—મિત્ર! અગ્રેસરો પૈસાની આવક હોય તો તો જાગતા જ હોય છે. ખરચવાની વાત આવે છે ત્યારે જ જરા વિચારમાં પડે છે. આપણે વાણીયા અને પરિણામનો વિચાર કર્યા વિના પૈસો કેમ ખરચાય !

શા—અને વિચાર પણ કેટલો બધો કરે છે ? જુઓને બાળકોર માટે ખાવાપીવામા, કપડાંમાં, તથા પરસુરણ બાબતમાં કેટલો બધો ખર્ચ કરે છે ! અરે લગ્ન વખતે તો માતાપીતા ગાંડા જ બની જાય છે. ચેલીઓ છુટી મુકાય જાય છે, બેન્ડ વાજા તો જોઇએ જ. નાચનારી વિના તો વરઘોડો શોભે જ કઈ રીતે ? એક લગ્નમાં ૨૫–૫૦ હજાર થવાં એ શ્રીમંતો માટે બહુ મોટી વાત નથી. પણ તે જ બાળકનું જીવન સુધારવાના સંસ્કારો માટે જુઓ તો શૂન્ય, ૩૦ કે ૩૫ વિદ્યાર્થીઓમા એક માસ્ટર અને તેનો પણ પગાર જુવો તો પાંચ કે દશ રૂપીયા! પછી તો માસ્તર બાળકોને કેટલા સુધારી શકે, એ સાફ દીવા જેવું છે. હજુ કાંઈ જતું રહ્યું નથી. નેતાઓ જાગે તો હજુ સમય છે. જૈનોનો ધર્મ જે એક વખત જગત સિરોમણી કહેવાતો તે પાછો ફરીને તેજ સ્થિતિ પ્રાપ્ત કરે.

નવ—મિત્ર કહો તો ખરા, એવી કઈ યુક્તિ છે. કે તેનાને જગાડવા કોશીશ કરીએ?

શા—જુઓ, ધાર્મિક કેળવણીની જેટલી જરૂર છે એટલીજ જરૂર વ્યવહારની પણ છે. આ બન્ને જુદે ઠેકાણે હોવાથી એકને મેળવતાં બીજી પર ટેપ થાય છે. પરંતુ બન્ને કેળવણી જો એકજ ઠેકાણે મળે તો ઉત્તમ સંસ્કારો આવે અને વ્યવહાર પણ સુધરે. બાળકો દઢ શ્રદ્ધાળુ બને અને ધર્મ ક્રિયા પ્રત્યે પ્રીતિ જાગે.

નવ—પણ મિત્ર, આમ બન્ને એક ઠેકાણે મળે કેવી રીતે ?.

શા—સગવડતાવાળા દરેક સ્થળે જૈન ગુરૂકુળ બનાવવા જોઈએ એટલે કે બાળકને બાલ્યવયથી ત્યાં દાખલ કરવામાં આવે. ત્યાં તેને વ્યવહારિક ક, ખ, ગ, ઘ, થી, ધાર્મિકમાં "નમો અરિહંતાણં"થી શરૂઆત કરવામાં આવે. ગુજરાતી, હિંદી, ઇંગ્રેજી, સંસ્કૃત, પ્રાકૃત વગેરે ભાષાજ્ઞાન, ગણીત હુન્નર ઉદ્યોગ, સંગીતઆદિ કળા અને સક્રીય ધાર્મિકજ્ઞાન આપવામાં આવે, ત્યાંથી નીકળેલ યુવક પોતાના પગ પર ઉભો રહી શકે. કોઈની કૃપાદષ્ટિ સામે તાક લગાવીને બેસવું ન પડે. હૃદયમાં ધર્મની દઢ શ્રદ્ધા જામે, આદર્શ ગૃહસ્થ-સાચો નાગરિક ઉત્તમ શ્રાવક બને અને અવનતિમાં જતાં સમાજને પકડી રાખે એટલું જ નહિ પણ ઉન્નત કરી શકે. દરેકે દરેક નગરમાં આવા ગુરૂકુળની વ્યવસ્થા થાય ત્યારે જ સમાજ ઉન્નતિની આશા રાખી શકે.

નવ—મિત્ર તમારી વાત બરાબર છે. આવા ગુરૂકુળો દરેક સ્થળે બને તો તો અવશ્ય સમાજ ઉન્નત બને, કેમકે આજનો બાળક તે કાલનો નાગરિક છે, પરંતુ ભાઈ, નાના-નાના ગામડાં કે જ્યાં શ્રાવકોના ઘર થોડા હોય ત્યાં આવા ગુરૂકુળની વ્યવસ્થા કેમ પરવડે ?

શા— એવા સ્થળોમાં જૈન પાઠશાળાઓ અવશ્ય અને નિયમિત ચલાવવી જોઇએ.

નવ—પણ વિદ્યાર્થીની હાજરી વિના નિયમિત કેવી રીતે

ચાલે! શ્રામ તેને પાઠશાળાના લાભનુ ભાન જ ક્યા છે ! તેઓ તો એગજ સમજે છે કે છોકરાને અગ્રેજી ભણાવીએ તો સારી પદવી મળે અને છોકરીને અગ્રેજી ભણાવીએ તો વર ઘર સારા મળે પાઠશાળાનું જ્ઞાન શુ કામ આવવાનુ છે ?

શા—આવા મા બાપો તે બાળકના હિતેચ્છુ નહિં પણ પહેલા નંબરના દુશ્મન છે સસ્કાર વિનાનું જીવન પશુ પ્રાય જ છે. ધનબળ, તનબળ કે વચનબળના અભિમાનમાં મસ્ત બની બાળકને પશુ બનાવનાર માતાપિતા ધિક્કારને પાત્ર મનાય છે વિંછી કે સર્પની માતાને કોઇ ધન્યવાદ આપે છે ખરુ ? બાળક સારૂ અને વિવેકી બને છે ત્યારે પુછાય છે કે કોનો પુત્ર અથવા કોની પુત્રી ? માતાપિતાની કીર્તિને ઉજ્જવળ કરનાર સસ્કારી બાળક જ છે. અને ભુંસાડનાર કુસસ્કારી બાળક છે ગરીબના બાળક કરતા શ્રીમંતના બાળકમા કેટલીક વખત સ્વભાવિક અને કેટલીક વખત સહવાસથી દુર્ગુણો અધિક વાસ કરે છે જેથી તેમણે બાળકોને સસ્કાર આપવા-અપાવવા પુરો ખ્યાલ રાખવો જોઈએ.

નવ—એતો ઠીક, પણ મુનિરાજો જો ધારે તો સમાજને ઉન્નત ન કરી શકે ?

શા કરી શકે, પણ આજે મુનિરાજોના ઉપદેશ સાભળવા કેટલા જાય છે ! ગાય બે સબળદ વિગેરે વૃદ્ધ થાય ત્યારે પાંજરાપોળે જાય તેમ માનવી વૃદ્ધ થાય ત્યારે ધર્મસ્થાને જાય યુવાનોને અને યુવતીઓને તો કામકાજ હોય જ. કુમારો માટે તો ધર્મ કરાગ્ગ્ જ કેમ કરીને ? અને ખરી પડતાં પાંદડા પર પાણી છાટવાથી વૃક્ષને જેટલો લાભ થાય તેટલો લાભ આવા પ્રકારની પર્ષદામાં થાય

નવ – મિત્ર ! એ વાત તો બીલકુલ ઠીક છે, કે મુનિઓ તત્વનો ઉપદેશ કરે તો પર્ષદા જ ન હોય અને જેઓ આવ્યા હોય તેઓ પણ નિંદ્રાદેવીનુ આરાધન જ કરતા હોય કથાવાર્તાનો જ બધાને અધિક રસ હોય જેથી તત્વ વાત વડીલોને તો થાય જ નહિં, અને પાઠ–

શાળામાં મોકલવાને અભાવે બાળક પણ તત્ત્વ જ્ઞાનથી શૂન્ય રહે. પછી સમાજ ઉન્નત કેવી રીતે બને ! આ મુશ્કેલી સામટવણ છે.

શા :–મિત્ર, મુનિરાજોના વ્યાખ્યાન કરતાં પણ શિક્ષણ વ્યવસ્થા ઘણી જ ઉંચી છે. સભામાંનો ઉપદેશ જ્યતા પાલ પર પાણી છાંટવા જેવું અને શિક્ષણ મૂળમાં પાણી રેડવા જેવું કામ કરે છે, ફળ, મોડું દેખાય પણ તે અવશ્ય ફળદાયક છે.

નવ :– ત્યારે તો મિત્ર! ત્યાં પણ આપણો સમાજ ભૂલ ખાઇ રહ્યો છે. સાધુના ચાતુર્માસમાં ૫૦ હજાર, ૬૦ હજાર કે કોઇ વખત લાખ રૂપીયાના ધુમાડા થતા જોવામાં આવે છે. અને તે જ ગામમાં પાઠશાળા ઠીક કરવાનું કહેવામાં આવે તો અગ્રેસરો માથું ખજવાળવા લાગે છે. આવા એકેક ચોમાસાના ખરચામાંથી એકેક ગુરૂકુળ ઉભુ થઇ શકે છે. અથવા તો અનેક ગામડાની પાઠશાળાઓ સુચારૂ રૂપથી ચલાવી શકાય છે.

શા :- મિત્ર, આજની દુનિયા આડંબર પ્રિય બની છે. તેને પોતાનાં નામ અમર કરવા ભાવના રહે છે. લાભ નુકશાન તરફ તેનું લક્ષ જ નથી. નહિંતર આવા કાન્તિ જેવા–ઉત્તમ કુળમાં પેદા થયેલ યુવક વિલાયતી અંદર નજ બનત !

નવ–મિત્ર, આજ આપના સમાગમથી મને ઘણું જાણવા મળ્યું. સમાજની ઉન્નતિ આપણા હાથમાં જ છે. આપણે તે તરફ લક્ષ આપતા નથી, અને સુધારાની ખોટી બુમો માર્યા કરીએ છીએ. એટલી તો ખાત્રી થઇ જ ગઇ કે સમાજને સુધારવો હોય તો આપણે ગુરૂકુળો બનાવવા જોઇએ. અને પાઠશાળાઓ સુધારવી જોઇએ.

શા–તો તો ચાલો મિત્ર, બીજા ગામોની વાતો થોડીવાર બાજુ પર રાખી આપણે ત્યાંની પાઠશાળાને સુધારવા વડીલોને વિનવીએ અને આપણે પણ પ્રયત્ન કરીએ વિદ્યાર્થીઓને સમજાવીએ. જય જિનેન્દ્ર !

# (૬) દિપાવલી વિષે સંવાદ

(લેખિકા કુ. તરલા એ દોશી—ઉપલેટા)

તૃપ્તિ—અરે! તૃષા! આજ આ બની ઠનીને દોડી દોડી ક્યાં જાય છે? જરા પૂ. ગુરૂણીના દર્શન તો કરતી જા.

તૃષા—તૃપ્તિ, તુ તો એવી ને એવી જ રહી. આવા આનંદ ને ઉત્સવના દિવસે ય તને સાંભરે ગુરૂણી ને ઉપાશ્રય! મને તો જરાય ટાઇમ નથી સમજી! આ ધરમની ઢીંગલી તુ જા!

તૃપ્તિ—તારે ઉપાશ્રયે ન આવવું હોય તો તારી મરજી, પણ તુ આમ જાય છે ક્યાં? એ તો કહે.

તૃષા—જો તૃપ્તિ, તું મને આમ ખોટી ન કર આજ તો રાતના બે વાગ્યાની ઉઠી છુ તો ય કામ પહોંચતી નથી.

તૃપ્તિ—કેમ બે વાગ્યે ઉઠી? આજ ભગવાનને યાદ કર્યા? ભગવાનનાયે ઉઘડી ગયા કે તેં યાદ કર્યા!

તૃષા—વળી તારે એની એ જ વાત, એમ ભગવાનના ઉઘડી જવાને વાર છે આપણે તો ઉઠીને રંગોળી કરવા બેસી ગયેલાં, આ ફાઇન રંગોળી કરી છે તૃપ્તિ!

કેટલાં પ્રફુલ્લિત હૈયાં આજ રંગબેરંગી પતંગિયાની જેમ ઘૂમી રહ્યાં છે! ને તું? ના. તૃપ્તિ! ચાલ, મારે તને દિપાવલીની મોજ માણાવવી છે.

તૃપ્તિ :–દિપાવલી તો મારે પણ ઉજવવી છે પણ તૃષા, તું એ ન ભૂલ કે આપણે જૈન છીએ જૈન! આપણા શાસન નાયક પ્રભુ મહાવીર આજ નિર્વાણ પધાર્યા છે તે ત્યાગી આત્માના નિર્વાણ-દિવસે તપ ત્યાગની સુંદર કલાકૃતિ આલેખી આત્માનું આંગણું દીપાવવું ઘટે.

તૃષા :–પ્રભુ મહાવીર આજના દિવસે નિર્વાણ પધાર્યા છે તે તો હું પણ જાણું છું એટલે જ કહું છું કે, આપણે જૈનોએ તો ધામધૂમ-પૂર્વક આ ભવ્ય દિવસ ઉજવવો જોઇએ ને?

તૃપ્તિ :–આ ધામધૂમ ને ધમાલ આપણને ન શોભે તૃષા, અનુભવી કહે છે કે, જૈની જગતથી જુદો હોય. તું વિચાર તો કર કે, આપણે કોના અનુયાયી? કોના સંતાન? ક્યાં કરૂણામૂર્તિ ભગવાન મહાવીરનો સંદેશ અને ક્યાં આપણું જીવન?

તૃષા :–ઓ હો હો! તૃપ્તિ, તારા વેવલાં વેડાથી હું તો કયારેક એવી કંટાળી જઉં છું કે બસ! પણ શું કરૂં! લાગણીથી હૃદય જોડાયા છે એટલે લાચાર, બાકી આવા મસ્ત દિવસોમાં તું ભગવાન ભગવાન કરી બેઠી રહે તે કેમ ચાલે! ભગવાનને ટાણે ભગવાન. આજ નજર તો કર. આખું વાતાવરણ ફટાકડાની આતશબાજી, કર્ણપ્રિય સંગીત, જરીયન ચમકતાં પોષાકો ને ચમક દમકથી કેવું ઉત્સાહિત દેખાય છે...જવા દે મને, મારે હજુ ફટાકટા વિ. ની. ખરીદી કરવી છે.

તૃપ્તિ :-(તૃષાનો હાથ પકડીને) પ્લીઝ તૃષા, જરા થોભ, તૃષા, તને આ નથી શોભતું. હો! તારા જેવી એજ્યુકેટેડ વ્યક્તિને આવી મૂર્ખાઈ ભરેલી પ્રવૃતિમાં જોડાવાનું મન કેમ થાય છે? તે જ મને નથી સમજાતું.

# (૬) દિપાવલી વિષે સંવાદ

(લેખિકા કુ. તરલા એ. દોશી—ઉપલેટા)

તૃપ્તિ–અરે ! તૃષા ! આમ આ બની ઠનીને દોડી દોડી ક્યાં જાય છે ? જરા પૂ. ગુરૂણીના દર્શન તો કરતી જા

તૃષા–તૃપ્તિ, તુ તો એવી ને એવી જ રહી. આવા આનંદ ને ઉત્સવના દિવસે ય તને સાંભરે ગુરૂણી ને ઉપાશ્રય ! મને તો જરાય ટાઇમ નથી સમજી ! એ ધરમની ઢીંગલી તુ જા !

તૃપ્તિ–તારે ઉપાશ્રયે ન આવવું હોય તો તારી મરજી, પણ તુ આમ જાય છે ક્યાં ? એ તો કહે

તૃષા–જો તૃપ્તિ, તુ મને આમ ખોટી ન કર. આજ તો રાતના બે વાગ્યાની ઉઠી છું તો ય ક્યાંય પહોંચની નથી.

તૃપ્તિ–કેમ બે વાગ્યે ઉઠી ? આજ ભગવાનને યાદ કર્યા ? ભગવાનતાયે ઉઘડી ગયા કે તેં યાદ કર્યા !

તૃષા–વળી તારે એની એ જ વાત, એમ ભગવાનના ઉઘડી જવાને વાર છે આપણે તો ઉઠીને રંગોળી કરવા બેસી ગયેલાં, શુ ફાઇન રંગોળી કરી છે તૃપ્તિ !

તૃપ્તિ–તૃષા, ઉત્સવ રૂપ ગણાતા આપણા તહેવાર ઉજવવાની ના નથી પણ મને તો નવાઈ લાગે છે કે વિશ્વને આંગણે યુધ્ધોમાં ન જાણે કેટલા રૂધિરની રંગોળી પૂરાણી છે કે આપણને હવે રંગોળી કરવાનો અવકાશ જ નથી. આવા દિવસોમા તો શિક્ષક-વર્ગે રચનાત્મક કાર્યક્રમો યોજી કર્તવ્યની રંગોળી પૂરવી જોઈએ.

તૃષા –તૃપ્તિ, તું આવડી એલફૂદની ઉંમરમાં આમ ગંભીર બની નિરસ બની છો તે મને જરાય ગમતું નથી. જો તો ખરી

કેટલાં પ્રફુલ્લિત હૈયાં આજ રંગબેરંગી પતંગિયાની જેમ ઘૂમી રહ્યાં છે! ને તું? ના. તૃપ્તિ! ચાલ, મારે તને દિપાવલીની મોજ માણાવવી છે.

તૃપ્તિ :–દિપાવલી તો મારે પણ ઉજવવી છે પણ તૃષા. તું એ ન ભૂલ કે આપણે જૈન છીએ જૈન! આપણા શાસન નાયક પ્રભુ મહાવીર આજ નિર્વાણ પધાર્યા છે તે ત્યાગી આત્માના નિર્વાણ-દિવસે તપ ત્યાગની સુંદર કલાકૃતિ આલેખી આત્માનું આંગણું દીપાવવું ઘટે.

તૃષા :–પ્રભુ મહાવીર આજના દિવસે નિર્વાણ પધાર્યા છે તે તો હું પણ જાણું છું એટલે જ કહું છું કે, આપણે જૈનોએ તો ધામધૂમ-પૂર્વક આ ભવ્ય દિવસ ઉજવવો જોઈએ ને?

તૃપ્તિ :–આ ધામધૂમ ને ધમાલ આપણને ન શોભે તૃષા, અનુભવી કહે છે કે, જૈનો જગતથી જુદો હોય. તું વિચાર તો કર કે, આપણે કોના અનુયાયી? કોના સંતાન? ક્યાં કરૂણામૂર્તિ ભગવાન મહાવીરનો સંદેશ અને ક્યાં આપણું જીવન?

તૃષા :–ઓ હો હો! તૃપ્તિ, તારા વેવલાં વેડાથી હું તો ક્યારેક એવી કંટાળી જઉં છું કે બસ! પણ શું કરું! લાગણીથી હૃદય જોડાયા છે એટલે લાચાર, બાકી આવા મસ્ત દિવસોમાં તું ભગવાન ભગવાન કરી બેઠી રહે તે કેમ ચાલે! ભગવાનને ટાણે ભગવાન. આજ નજર તો કર. આખું વાતાવરણ ફટાકડાની આતશબાજી, કર્ણપ્રિય સંગીત, જરીયન ચમકતાં પોષાકો ને ચમક દમકથી કેવું ઉત્સાહિત દેખાય છે...જવા દે મને, મારે હજુ ફટાકટા વિ. ની. ખરીદી કરવી છે.

તૃપ્તિ :·(તૃષાનો હાથ પકડીને) પ્લીઝ તૃષા, જરા થોભ, તૃષા, તને આ નથી શોભતું. હો! તારા જેવી એજ્યુકેટેડ વ્યક્તિને આવી મૂર્ખાઈ ભરેલી પ્રવૃતિમાં જોડાવાનું મન કેમ થાય છે? તે જ મને નથી સમજાતું.

તૃષા –તું ભલે મુર્ખાઈ કહે! મને તો ફટાકડાના તે ઝળહળાટ કરતા તેજ કિરણો ને ગગનભેદી ધડાકા સાંભળવામાં ખૂબ મઝા આવે છે. રાત્રે ગગનમંડળમાં જાણે સ્વર્ગની ઝાંખી થાય છે.

તૃપ્તિ –આનંદ? અને તે પણ ફટાકડાથી? તૃષા, મને તો ધડાકા સાથે તારી બુદ્ધિનો પણ ધૂમાડો થઈ જતો હોય તેવું લાગે છે વિચાર તો કર, તારા ફટાકડાના કહેવાના આનંદમાં ભગવાને દર્શાવેલા અસંખ્ય જીવોનો વિનાશ અને તે પણ પૈસા ખરચીને? મોંઘવારીની બૂમો પાડતો આપણો સમાજ આમાં કેટલાં પૈસાનો ધુમાડો કરે છે?

તૃષા –તહેવાર નિમિત્તે થોડું ખર્ચ તો થાય જ ને? તહેવાર તો જીવનની સંજીવની છે તે નવચેતનનો સંચાર કરે છે. બાકી જીંદગીની ઘટમાળ તો ચાલ્યે જ જાય છે ને?

તૃપ્તિ -તારી એ વાત તદ્દન સાચી છે કે તહેવાર સ્થગિત થયેલા જીવનમાં આનંદ પ્રદ પરિવર્તન લાવે છે. પરંતુ દિપાવલી એ તદ્દન લૌકિક તહેવાર નથી તે લોકોત્તર પર્વ પણ છે જ, એટલે તેમાં ધાર્મિક તત્વ હોવું જ ઘટે.

તૃષા. પણ ધાર્મિક તત્વની કોણ ના પાડે છે? ભગવાનનું નામ લઇ લઇશ, બસ! બાકી તારી જેમ સાવ નિષ્ક્રિય થઇ બેઠું રહેવું આપણને ન પોષાય! ચાલ હવે જવા દે, નહિ તો એટમ-બોમ્બ વિ. મોટા ફટાકડાં ખલાસ થઇ જશે તો મજા મારી જશે!

તૃપ્તિ :–તૃષા, તારા તે એટમના ધડાકાથી બિચારાં પક્ષીઓના ટોળે ટોળા આખી રાત વ્યાકુળ થઇ ઘૂમ્યા જ કરે છે. તેના આત્માને ભયભીત થતાં જોઈ તને કંઈ વિચાર નથી આવતો? ખીલે બંધાયેલ પશુ પણ ભય કર અવાજથી નાસવા કેટલાં ફાંફાં મારે છે? પણ એ બધું જોવાની ફુરસદ તને ક્યાંથી હોય?

તૃષા :–તૃપ્તિ, તારી વાત વિચારવા જેવી ખરી હોં, મેં તો

મારા આનંદમાં આવું ખરેખર વિચાર્યું જ નથી, પણ ધાર કે હું અવાજ ન થાય તેવા ફટાકડા લઉં તો ?

તૃપ્તિ :–તૃપા, ફટાકડામાં જીવ હિંસા તો મુખ્ય જ છે. કારણકે ભગવાને અગ્નિના એક તણખામાં અસંખ્યાતા જીવ કહ્યા છે. તેવાં જીવોની હિંસા સાથે અગ્નિથી દાઝવાના અનેક પ્રસંગોમાં અનેક બાળકો જિંદગીભર ખોડ-ખાંપણવાળા થઈ જાય છે. કદિક તો જિંદગીથી હાથ ધોઈ બેસે છે. આવું જોખમ શા માટે લેવું ?

તૃપા :–તૃપ્તિ, અમારા પડોશમાં એક ૮ વર્ષનો તેની માતાનો એકનો એક પુત્ર ફટાકડા ફોડતાં દાઝ્યો ને પછી તો શું હેરાન થઇને મરી ગયો છે! અરે ભગવાન! આ બધું મને આજ સુધી કેમ ન સમજાયું ? તૃપ્તિ, એક વખત મેં સંરક્ષણ ફંડમાં પૈસા મોકલવા ફટાકડા નહોતા ફોડ્યાં, આજ સ્વરક્ષણ માટે નહિ ફોડું !!!

તૃપ્તિ :–મને તારા નિર્ણયથી કેટલો આનંદ થાય છે તે કેમ વ્યક્ત કરું ? તું તો પૂ. ગુરુણી પાસે પ્રત્યાખ્યાન લઈ લે. અને ઘરે જઈ નાના બધાં બાળકોને પ્રત્યાખ્યાન લેવા સમજાવજે.

તૃપા :–તો પછી હવે તો આજના પ્રોગ્રામમાં મારે માત્ર ડેકોરેશન જોવા જવાનું જ રહ્યું, કેમ ?

તૃપ્તિ :– તૃપા, એવા બાહ્ય ડેકોરેશન તો ઘણાં જોયાં. જેની રોશની જોઇ નથી તે આત્માનો પ્રકાશ જોવાં સિવાય આજ કશું કરવાનું નથી. ભગવાન મહાવીર કર્મ સાથે ભીષણ સંગ્રામ કરી કેવલજ્ઞાન મેળવી મોક્ષને પામી ગયા ને ગૌતમસ્વામી અંતરજ્યોત પ્રગટાવી ગયા તે પ્રત્યક્ષ તો નથી પણ તેનું સ્મરણ કરી તે જ્યોતિને આપણે નિહાળવાની છે.

તૃપા :– તો આજ આપણે કરવાનું શું ?

તૃપ્તિ :– પ્રભુને પ્રિય હતું તે. પૂ. ગુરુણી આજ કેટલાં દિવસ થયા આપણને ઢંઢોળી રહ્યા છે કે ઉઠો, જાગો, દિપાવલી દીપાવી લ્યો.

તૃષા : બહેન આ સુંદર લાપસીના ભોજન, શારદા પૂજન,- અને અસંખ્ય દિપકોથી ઝળહળતુ શહેર એ બધાનો મોહ છૂટતો. નથી. જે પ્રભુને પ્રિય હતુ તે તપ-ત્યાગ આપણને અપ્રિય લાગે છે, તેનુ શુ ?

તૃપ્તિ.- બહેન, જૈનદર્શનની ઇમારત અહિંસાના સર્વોત્કૃષ્ટ સિદ્ધાન્તના પાયા પર ચણાયેલ છે જ્યારે આપણી પ્રવૃતિ ભરપૂર હિંસાવાળી હોય તો આપણે જૈની શાના ? એક વખત મનને મારતા શીખી જા ને એટલો જ વિચાર કર કે પ્રભુ મહાવીરના નિર્વાણ દિને પ્રભુના આદેશોનુ પાલન કરવુ તે જ આપણો ધર્મ છે.

તૃષા :- વાહ બેન વાહ! ન ખાવુ, ન પીવું, ન હરવું, ન ફરવુ, ન મોજ કરવી, તો તો દિવાળી આવી જ શા કામની ? તારી ફટાકડાની વાત મારે ગળે ઉતરી પણ આ આ શારદા-પૂજનમાં તારો વિરોધ શા માટે ?

તૃપ્તિ :- મારો વિરોધ શારદાપૂજન સામે નથી પૂજનની પ્રણાલિકા સામે છે તુ જ કહે, પેઢી દર પેઢી કેમ વિધિવત્ લક્ષ્મીજી અને મા શારદાનુ પૂજન કરવા છતા આજે માણસો કેટલા બધા દરિદ્ર અને બુધ્ધિહીન દેખાય છે ?

તૃષા :-એ તો દેખાય છે ને ? બધા ધનવાન ને બુદ્ધિશાળી ક્યાંથી હોય ? એ તો સૌ સૌના ભાગ્ય !!

તૃપ્તિ :-બસ, તું ભાગ્યમા તો માને છે ને ? તો આજનું સત્કાર્ય કાલનુ સુંદર ભાવિ બનશે અને દાન એ લક્ષ્મીજીનુ પૂજન છે. અને જ્ઞાન મેળવવાનો પુરુષાર્થ, જ્ઞાનીનું બહુમાન-જ્ઞાનનું દાન એ શારદાની પૂજા છે તેમ હુ માનું છુ, તે કરી લે ને.

તૃષા – તૃપ્તિ, તારી વાતો વેવલી નહિ પણ ખરેખર સમજવા જેવી છે. હવે તો બસ, તું કહે તેમ જ આજ કરીશ.

તૃપ્ત :-હું નહિ પૂ. ગુરુણી કહે તેમ આપણે બંને કરશું.

જો કે પૂ. ગુરુણીએ આજના દિવસની આરાધના માટે છઠ કરવાનું કહ્યું છે. પણ આપણે કાયર જીવો તેટલું ન કરીએ તો ઓછામાં ઓછું ભગવાનના ગુણગ્રામ દ્વારા તો દીપાવલી ઉજવીએ.

તૃપા :–છઠ કરવાનું કારણ ?

તૃપ્તિ :–તૃપા, ભગવાનની અંતિમ વાણી સાંભળવા રાજાઓ અને અનેક ભવ્ય જીવો આજે છઠ પૌષધ કરીને બેઠેલા, તે પ્રતિક–પ્રણાલીને જાળવવાં અને વળી તપશ્ચર્યા હોવાથી આરંભ સમારંભથી બચી વધુ સમય આરાધનામાં ગાળી શકીએ.

તૃપા :–અહો તૃપ્તિ ! આજ મારા જેવા કેટલાંય આવાં ભવ્ય દિવસની મહત્તાથી અજાણ હશે ને ? ખરેખર, મને લાગે છે કે જૈનત્વનો ઝંડો લઈ નીકળી પડવાની જરૂર છે, નહિ તો આવો ઉત્તમ ધર્મ પણ મારા જેવી અનેક અજ્ઞાન વ્યક્તિને કારણે વિકાસ નહિ પામી શકે.

તૃપ્તિ :–આપણા સંતોએ તો જીંદગી જ શાસનને શરણે અર્પી દીધી છે, તેથી તો જૈન ધર્મ જીવંત છે. માટે આજ આપણે તે સંતોને કોટિ કોટિ વંદન કરી, આત્મકલ્યાણ માટે વધુ સમજણ આપવા વિનંતિ કરીએ. એજ.........

## (૭) સર્વ ત્યાગને પંથે.....

(લેખિકા–કુ. તરલા એ. દોશી–ઉપલેટા (સૌરાષ્ટ્ર)

ધરા :– અપૂર્વ અવસર એવો ક્યારે આવશે, ક્યારે થઈશુ બાહ્યાંતર નિર્ગ્રંથ જો...? (એમ ગણગણતાં ઘરમાં દાખલ થાય છે)

માતા :– અહો હો...ધરા, આજ કંઈ બહુ આનંદમાં દેખાય છે બેટા ?

ધરા–(ઉત્સાહથી) માં, આજ હું કેટલી ખુશ છું તે કેમ વ્યક્ત કરું ?

**માતા:**– કેમ કંઈ બહુ મોટો લાભ થયો છે કે તારૂં રીઝલ્ટ ફર્સ્ટ કલાસમા આવ્યું ?

**ધરા**:–લાભ ? લાભ તો મા જિંદગીમાં કદિ ન થયો હોય. તેવો થયો છે અને પરીક્ષાનું જ નહિ, મારી જિંદગીનું રીઝલ્ટ ફર્સ્ટ કલાસમા નહિ ડીસ્ટીંકશનમા આવી ગયુ.

**માતા** :– આમ આડી અવળી, લાંબી ચોડી વાત મૂકીને કહે કે આજ તને ઉત્સાહ શાનો છે ?

**ધરા** :– જો મા, તું હા કહે તો કહું !!

**માતા** : બેટા, મારી દિકરી, મેં તને કદી ના કહી છે ?

**ધરા** : કહી તો નથી પણ હવે નહિ કહે તેટલો વિશ્વાસ આપીશ ?

**માતા** :– ધરા, જો બેટા, હવે જલ્દી કહે, પછી આજ આપણે પીકનીક પર જવાની તૈયારી કરવાની છે

**ધરા** :– તો સાંભળ મા, આજ તારા જ કહેવાથી, દુનિયા જેની પાછળ ઘેલી થઈ છે તે પરમ ઉપકારી પૂ. મહાસતીજીનું વ્યાખ્યાન સાંભળવા ગઈ હતી, તે મને ખૂબ જ ગમ્યું, તેથી આજ કોલેજથી ફરી મહાસતીજી પાસે ગઈ.

**માતા** :–ઠીક, પણ ત્યાં જઈ શું કર્યું ?

**ધરા** :– મા, નાની હતી ત્યારે ઉપાશ્રયે ફક્ત ગમ્મત ખાતર જતી. આજ ? આજે તો કંઈક મેળવવાની આશાએ ગઈ હતી ને ખરેખર મીઠી છાંયડી જેવી સતીવૃંદની છાયા મને સ્પર્શી ગઈ, કેવું શાંત વાતાવરણ ? કેવા નિર્દોષ હતાં ત્યાંના ભાવો ? અને કેવા સૌમ્ય હતા તે આત્માઓ ? (ભાવ વિભોર બની જાય છે)

**માતા** :– પણ ધરા, તને આ થયું છે શું ? તું આમ ઘેલા કાં કાઢે ? તે બધાંઓ વીરલ આત્મા છે જ, તેની વાત ઘરમાં ક્યાં સુધી ?

ધરા :– એમ નહિ મા, એ તો કહે, તું રોજ કેટલ  કલ ।
ઉપાશ્રયે ગાળે છે? છતાં તને આ ઘરમાં પાછું ફરવાનું મ
થાય છે?

માતા :– ગાંડી નહિ તો? ઘરે ન આવીએ તો ઉપાશ્રયે થોડું બેસી રહેવાય છે?

ધરા : (વાત ને પકડી લેતાં) ધાર કે કોઈને બેસી રહેવું હોય તો?

માતા :– (ગભરાઈને) ધરા, ધરા, તું શું કહેવા માંગે છે?

ધરા :– મા, હવે વધુ લંબાણ ન કરતાં ટૂંકમાં કહું તો હું હું તારી પાસે આજ્ઞા માગું છું, શાશ્વત સુખના માર્ગે પ્રયાણ કરવા માટે...

માતા :– (ચીસ જેવા અવાજે) ધરા, ધરા, દાટ વાળ્યો આ મહાસતીજીએ, મને શી ખબર કે એક દિવસમાં એ તારા મગજમાં આવું ભૂસું ભરી દેશે? .

ધરા : બસ કર માં, તું મારી ઉપકારી છો. વડિલ છો, હું તને કંઇ કહું તે યોગ્ય નથી, છતાં માફ કરજે મા, આપણા ઉપકારી સંતો પર આવો અયોગ્ય આક્ષેપ કરતાં તારૂં હૃદય ધ્રુજતું નથી? બાકી તો ઝવેરી જેવાં તે આત્માઓ–તેની પાસે જનારને જ્ઞાનના રત્ન, દર્શનના હીરા અને ચારિત્રના મોતી જ બતાવે, તેમાં ખોટું પણ શું છે?

માતા :– એમનું ઝવેરાત રહ્યું એમની પાસે, મારે નથી જોઈતું, સમજી ધરા, આવા ગાંડા વિચાર છોડી દે, તારાં પર મેં કેટલી મોટી આશા બાંધી છે? (ઢીલા પડીને) બેટા, શું તું મને આમ એકાકી છોડીને ચાલી જઈશ? શું સંતાનની ફરજ નથી કે આ બાપને સુખી કરવા?

ધરા :– અવશ્ય મા, ફરજ છે કે મારે તને સુખી કરવી...

**માતા :–** તો વચન દે બેટા, કે આવી માગણી તું ફરી કદી નહિ કરે :

**ધરા :–** પણ મા, તું ખરેખર માને છે કે હું ત્યાગના પંથે જઇશ તો હું સુખી થઇશ નહિ અથવા મારી ફરજમાંથી ચ્યુત થઇ ગણાઇશ ? તો મને સમજાવ

**માતા:–**બેટા, ધરા, ત્યાગના માર્ગે જવું તે કંઇ સરલ વાત નથી

**ધરા :–** તો શું પરણીને પરાયાને પોતીકા કરવા તે શુ સરલ વાત છે ?

**માતા –** ગાંડી નહિ તો, પછી તે પરાયા કહેવાય જ શાના ?

**ધરા :–** તો મા, ગુરુ–ગુરુણી શુ પરાયા કહેવાય ?

**માતા :–** ધરા, મને આ બિલકુલ પસંદ નથી માટે જો તુ તારી ફરજ બજાવવા માગતી હો તો મારી વાત માની જા

**ધરા :–**મા, જો કે હુ જૈનતત્વ, જૈનસિદ્ધાંત અને જૈન ધર્મની ફિલોસોફીથી તદ્દન અજ્ઞાત છું પરંતુ આજ મને એક જ વાત સમજાણી છે કે મા, માનવ જન્મ ખરેખર દુષ્કર છે, અને ફરજ બજાવવાનું સૌથી વિશાળ ક્ષેત્ર માનવ જન્મ જ છે. મા, સમગ્ર ચૈતન્ય સૃષ્ટિના ચૈતન્યો જાણે મને પોકાર પાડીને કહે છે કે, તારી અમારા અર્થે કંઈ ફરજ નથી શુ ? મા તું વિચાર તો કર !

**માતા :–** મેં આટલા વર્ષ કંઈ પાણીમાં નથી નાખ્યા ધરા, સંસારમાં રહીનેય ધર્મ તો થાય છે જ.

**ધરા :–** મા... ..તને કેમ સમજાવું ? છતાં તું જ કહે ! આ એક નાનું દષ્ટાંત છે. એક સામ્યવાદી પક્ષનો કાર્યકર હોય, તેના પક્ષને સંપુર્ણ વફાદાર, હવે ભારત પર કોઈ સામ્યવાદી દેશ આક્રમણ કરે ત્યારે પેલો ભારતીય સામ્યવાદી પક્ષને વફાદાર રહેવા ખાતર દેશની માહિતી પરદેશનાં સામ્યવાદીને મોકલી દેશને બેવફા બની શકે ?

**માતા –** ના, ના, ધરા, ત્યારે તો ઘર, કુટુંબ, સમાજ, પ્રાત

સાથ આપે તો પણ માગે તો તેને છોડીને જવુ જ પડશે છતાં એટલી તો ગેરંટી આપ

**માતા** .– ગાંડી, આવા વિચાર કરત તો કોઈ પરણી જ કેમ શકત? દુનિયા કાંઈ ગાંડી નથી કે પરણે છે અને પરણાવે છે.

**ધરા** – મા, હુ પણ તને પુછું છું કે ભગવાન મહાવીર અને બુદ્ધ શુ ગાંડા હતા? પણ ખરેખર તો મા, હુ ત્યાગના માર્ગે જઉં તેની પાછળ તારો મોહ તને મુઝવે છે તને એમ થાય છે કે મારી આ ફુલ જેવી દિકરી સયમ કેમ પાળી શકશે? ઉઘાડા પગ, ઘર ઘરની ભીક્ષા, કેશનુ લચન આવી કઠોર સાધના માગથી કેમ થઇ શકશે ખરૂ ને?

**માતા** – (લાગણી વશ) હા ધરા, આ બધી કલ્પના પણ હુ નથી કરી શકતી. કેવી કઠીન છે સાધના સાધુપણામા? ના, ધરા ના, હુ તને ઘરે ઘરે ભીક્ષા માટે ફરતી નહિ જોઇ શકું.!!

**ધરા** :– પણ મા, આજ વિશ્વમાં નજર તો કર, માનસિક પરિતાપ ઉપરાત કેટલાયે દીન દુઃખી દેખાય છે કે જેમને પગમા પહેરવા કહિ જોડા, બુટ મળ્યા નથી, કહિ પેટ ભરી ભોજન મળ્યું નથી, અરે! શિયાળા ને ચોમાસામા ફુટપાથ પર થર થર ધ્રુજતા માનવ આત્માઓને જોઇ તું ગે રડી પડેલી, આજે પાણીના પુરથી લાખો નિરાધાર બની રહ્યા છે. અને દુકાળના પંજામાં ન જાણે કોણુ સપડાશે? આ બધું તે કેમ સહન કરતાં હશે?

**માતા** :– સાચું છે બેટી, પણ સૌનાં કર્યાં સૌને ભોગવવાં જ પડે ને? તેમા બીજા શું કરી શકે? આપણે તો યથાશક્તિ મદદ કરીએ.

**ધરા** :– મા, સૌનાં કર્યાં સૌને ભોગવવાં પડે છે તેમ તો તું પણ સ્વીકારે છે ને? તો તો મને જલદી રજા આપ. ભવિષ્યમાં આપણા પણ એવા કર્મ ઉદયમાં આવે તે પહેલાં જીવન સાર્થક કરી

**માતા :–** બેટા ધરા, પણ તું હજુ કંઈક વિચાર, સમજ, અભ્યાસ કર, પછી નિર્ણય કર કે તે માર્ગ કેવો કઠીન છે! નહિ તો પછી પસ્તાવું પડશે અને પછી મુંઝવણમાંથી નીકળવાનો કોઈ માર્ગ ત્યાં રહેતો નથી.

**ધરા :–** મા, પરણવાની વાતમાં તું પહેલેથી ભયભીત ન થવાનું કહે છે અને અહિં તો દુકાન નાંખ્યા પહેલાં દેવાળું કાઢવાના ભય જેવી વાત થઈ, છતાં મા, તું પૂર્વજન્મ–પુનર્જન્મમાં તો માને છે ને? તો આ પશુ–પક્ષીના દુઃખ તો જો નજરે દેખાય છે ને? તેમનું એક પણ દુઃખ ત્યાગ માર્ગમાં છે? પછી નર્ક–નિગોદનાં દુઃખ કેમ સહન થશે? જો માનવભવ હારી ગયા તો!

**માતા :–** નાદાન બાળકી, નવ નવ વાડે વિશુદ્ધ બ્રહ્મચર્યનું અખંડ પાલન તે રમત વાત નથી. જ્યાં ગજ ગોથા ખાય છે ત્યાં...

**ધરા :–** (વચ્ચે જ અટકાવતી) મા, હું તારી પુત્રી છું, તારા ઉદરમાં આળોટી છું. વિશ્વાસ રાખ, કુળમાં કલંક લાગે તેવું કાર્ય કદિ મારે હાથે નહિ થાય.

**માતા:—** ધરા, ધરા, બેટી! તેં તો મને વિચારમાં મૂકી દીધી છે. તારી સમજણે મને નિરુત્તર બનાવી દીધી છે શું તારો આ જ અટલ નિરધાર છે? અફર નિર્ણય છે?

**ધરા:—** (હર્ષોલ્લાસથી) મા, મા તું કેટલી ભલી છો? મા, મને એક વિચાર આવે છે ચાલને મા, આપણે બંને સાથે પ્રભુ મહાવીરની અણગાર સેનાના સૈનિક બની જઈએ. તારી છત્રછાયામાં હું જીંદગીભર સાધના કરીશ ને બીજી તારી સેવાનો પણ લાભ લઇ શકીશ. તું ત્યાગ માર્ગે જાય એથી મોટી બીજી કઈ શાસનસેવા હોઇ શકે?

**માતા:—** ધરા, બેટી ધન્ય છે તને! હું તો વ્યાખ્યાનો સાંભળી આટલી મોટી થઇ ગઈ. ઉપાશ્રયના પગથીયા ઘસી નાંખ્યા. અરે! મહાસતીજી મહાસતીજી, કહી ખુશામદ કરી પણ સત્ય સમજ ન આવી

અને તને ? એક જ વ્યાખ્યાન, એકજ વચન સંતનો સત્સંગ કેવી અસર કરી ગયો! હું માનતી હતી કે આવું તો ચોથા આરામાં જ બને પણ આજે પાંચમા આરામાં પૂર્વના સંસ્કાર જાગૃત થતાં જાગી ઉઠી છે. સમજણના નિંભાડાએ તને પાકી ઈંટ બનાવી દીધી છે. હવે મારે વધુ કસોટી નથી કરવી

**ધરા:**—(મા, મા કહી ચરણમાં નમે છે) ચાલ હવે ઢીલ ન કર. ચાલ મા, ચાલ પરમતારક પૂ. ગુરુણીને શરણે

**માતા:**—(ધરાનો હાથ પકડીને) ચાલ ધરા, સ્વ. પિતાના નામે આપણી મીલ્કતનું ટ્રસ્ટ કરી, શ્રી સંઘને સુપ્રત કરીએ. આજથી હવે આપણી મીલ્કત આપણી નથી, પણ સમાજની છે આપણે હવે જ્ઞાન સંપત્તિ એકત્ર કરીએ. હવે તો જ્યાં તું, ત્યાં હું. માતા હંમેશા સંતાનના સુખે જ સુખી હોય

**ધરા**—મા, તો પહેલાં આપણે ગુરુણી પાસે જઈએ.

**માતા**—(પ. ગુરુણીને ઉદ્દેશીને ગળગળા સાદે) અહો! તારક પ. ગુરુણીદેવ! આપની કૃપાથી આજ અમને મુક્તિનો રાહ મળ્યો છે તો મને અને મારા આ પુત્રીજનને સ્વીકારી અમારૂં કલ્યાણ કરો, અમારા જીવનને, સમજણના ટાંકણા વડે ઘડી ઘડીને સુંદર કલાકૃતિ બનાવો.

**ધરા:**—અનંત ઉપકારી ગુરુદેવ! આપના ઉપકારનો બદલો અનંત જન્મે પણ હું વાળી શકું તેમ નથી માતા ત્વરાએ આપના હૃદયમાં સ્થાન આપો.

(બંને સંયુક્ત રીતે ગાય છે)

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શક્યા નહિ પણ તે શ્રી ભગવાન જો,
તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે, અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો,
એહ પરમ પદ પ્રાપ્તિનું ધર્યું ધ્યાન મેં, ગજા વગરને હાલ મનોરથ રૂપ જો,
તો પણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો, પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો,
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે!

# (૮) સંવત્સરી વિષે સંવાદ

લેખક. પં–ર.– આ. શ્રી ચંપકમુનિજી મ.

કિરણ:–સંવત્સરી દેવી નમસ્તે! આજ કેટલાય લાંબા સમય પછી એટલેકે બાર બાર માસ પછી આપના દર્શન થયા. આજનો અમારો દિવસ ધન્ય છે, કે આપના દર્શન કરી આપની કૃપા મેળવી મનુષ્ય જીવનને સફળ કરીશું. આપની શક્તિ અગાધ છે. અનેક જીવોને આપે અક્ષયનગરના માલીક બનાવ્યા છે, અનેક જીવોને દુઃખો, બંધનો, ભયો આપે છોડાવ્યા છે. આ લોકમાં પણ સુખી વૈભવ સંપન્ન બનાવ્યા છે. અમે પણ આપની ઇન્તેજારી કરતા હતા પણ અહો દેવી, આપના મુખારવિંદ પર આજે હાસ્ય નથી. જેમાં સત્સત્કાર નથી, ચહેરા પર વિષાદની છાયા જણાય છે. અમારો કોઇ અપરાધ તો થયો નથી ને, ક્ષમા કરજો દેવી, અમે તો આપની કૃપાના આકાંક્ષી છીએ.

**કિરણ**– દેવી આપની વાત તો સત્ય જ છે અમે એ વાત જાણીએ છીએ ત્યારે તો અમે આપના આરાધક બન્યા છીએ અને એટલાજ માટે આ જુઓ સર્વ મળીને આપની સેવામાં આવ્યા છીએ

**દેવી**– તમે બીજાકોઇ માનવને ઠગવાની ચેષ્ટા કરો હું તો દેવી! તમારા હૃદયમા રહેલી વાતોને સારી રીતે જાણુ છું. ઉપર દિવસ તો મને યાદ પણ ન કરો અને કેવળ એકજ દિવસ સામે આવો, તે પણ લોક લજ્જાએ અને હુ તમને પ્રસન્ન થઇ જઇશ કેમ! મને યાદ કરવાને બદલે આજ તો તમે મારૂ ગળુ દબાઇ રહ્યા છો મારા પુત્રને તો તમે હતો ન હતો જ કરી દીધો છે અમારા–માતાપુત્રનું સામર્થ્ય તમે જાણતા જ નથી કે શુ? જુઓ, એક હાથીના હૃદયમાં મારો વાસ થયો કે, તેને રાજકુમાર બનાવી મોક્ષનગરની સન્મુખ કરી, સર્વાર્થ સિદ્ધમાં પહોચાડયો. એક રાજાના દીલમા પ્રવેશ થતાં એક કબુતરનું નિમિત્ત આપીને તેને છ ખડનો અધિપતિ બનાવ્યો. તે જ જીવનમા ત્રણે લોકનો નાથ બનાવી મોક્ષપુરમાં મોકલાવી આપ્યો. મારા પુત્રના પરાક્રમ તો જાણો જ છો, એક ગોવાળના છોકરાને મહા ધનાઢય શેઠની ગાદીપર બેસાડયો દેવ તેની સેવામા જાતજાતના વસ્ત્રાલંકાર તેમજ ખાનપાન મોકલે છે અને ત્યાથી નિકલી, સર્વાર્થ–સિદ્ધ દેવલોકમા અને ત્યાથી સુખી માનવજીવન પ્રાપ્ત કરી, મોક્ષમાં પહોચાડી દઇશ

**રશ્મી**–ઓ દયા દેવી! તમને તેમજ તમારા પુત્ર દાનદેવને કોણ નથી જાણતું? જેના ભાગ્ય સંકુચિત થયા છે તેજ તમને ન ઓળખે

**દેવી**– તો પછી ભુલી કેમ જાઓ છો! જુઓ, એક માણસ આખો દિવસ કોદાળી પાવડો લઇ તનતોડ મહેનત કરે છે, છતાં કાલ શું થશે તેની ચિંતા મટતી નથી અને તમે શીતળ છાયામાં

બેસી આનંદ કરો છો છતાં તમારી તીજોરી તર થતી જાય છે તેનું કારણ શું ? એક દિવસ પણ મને યાદ કરો છો તેનું આ ફળ છે. ભૂલતા નહિં. આજ તમારી બેદરકારી અને મારા તરફની ઉપેક્ષાને લઇ કેટલાક દુષ્ટો અમારી માતા પુત્રની ગરદન દબાવી રહ્યા છે. અને આ પવિત્ર ભૂમિમાંથી દૂર કરવાની તેમની ભાવના છે. જ્યાં રાક્ષસોનો વાસ થાય ત્યાં દેવો રહી શકતા નથી પણ યાદ રાખો અમારા જતા પહેલાં અરે હજુ તો અહીં છીએ-જવું પડશે એની વિચારણા કરતા તો તમારી સ્થિતિ જુઓ. ઉપરા ઉપરી દુકાલ! પાણીનાં ભરેલા વાદળા નજરે જુઓ તેમ માથેથી ચાલ્યા જાય. એક ઠેકાણે ઢગલા બંધ પાણી ઠલવાય એટલેકે અતિ વૃષ્ટિ અને અના વૃષ્ટિ. વરસાદના અભાવમાં દુકાળ અને સદભાવમાં પણ દુકાલ. પશુ ધનનો નાશ, માનવીઓનો નાશ, ભિખારીઓનાં ટોળાં, છતે પૈસે ભુખે મરવું પડે. અનાજના અભાવે અનેકના મૃત્યુ, ધરતીકંપના આંચકામાં અને નદીના પુરમાં અનેક માનવોના પ્રાણ હોમાય. આજકોણ સુખી છે! જુઓ અને તે બધું મારી તરફની બેદરકારીનું જ કારણ છે. અને હવે તો અમે સર્વથા દુર થઇશું પછી તો જુઓ તમારી-શી સ્થિતિ થાય છે!

કિરણ—નહિરે નહિ દેવી! અમે તમને જવા નહિ દઇએ. અમારા જીવનમાં, અણુએ અણુમાં તમારો વાસ છે. તમારાં રક્ષણ કરવા અમે મેદાને પડીશું અમે અમારી સર્વ શક્તિનો ઉપયોગ કરીશું. અમારી તિજોરીઓ તમારા રક્ષણ માટે ખુલ્લી મુકીશું. અમારો એક એક યુવક તમારા રક્ષણ માટે બનતું કરશે.

**દેવી**—આમ કેવળ ફોસલાવવાની વાતો છોડો. અમારા ગળામાં ફાંસો નાખનારને તમે હજુ તો ઝુકી ઝુકીને નમન કરો છો. તેમને રહેવાના નિવાસસ્થાન પણ તમેજ આપોછો, તેમનું પોષણ એટલે ખાનપાનની ક્રિયા પણ તમેજ કરો છો. તમે જ તેમને બચો ...

આપી અમારા ખૂન કરાવી રહ્યા છો અને વળી પાછા રક્ષણની વાતો કરો છો. એટલે જ કહું છું કે આ બધા તમારા ઢોંગો છે યાદ રાખો, અમે તો જઇશું. જુઓ, આજ કાલ યુરોપમાં અમારી કેટલી કદર થઇ રહી છે. પણ દુઃખ તેટલા માટેજ થાય છે કે જેને અત્યાર સુધી અમારા માન્યા હતા, જેને અત્યાર સુધી અનેક પ્રકારના સુખમાં રાખ્યા હતા, તેમનું શું થશે ? તેમને દુઃખના સાગરમા પગલા મુકતા અમે જોઇ શકતા નથી. દયાદેવીનું આરાધન કરનાર આધિવ્યાધિ–ઉપાધિની ચક્કીમા પીસાય તે અમને પરવડતું નથી, તેથી તો જતા પહેલાં એક વખત તમારા મોઢા સામે જોવા આવી છું શુ તમે માનવ છો ? શુ તમને બુદ્ધિ મળી છે ?

રશ્મિ :–ઓ દેવી ! માફ કર, ક્ષમાકર અમે નિષ્ઠુર, નિમકહરામી નથી. જે દેવીના પ્રતાપથી સુખ ભોગવીએ છીએ એજ દેવીના નાશ માટે આવા છળ કરીયે ! અમે અત્યાર સુધી અજ્ઞાન હતા અમે અત્યાર સુધી તેમને તારા ભક્તો માનતા હતા તેથી તો સેવા કરતા હતા અમે જાણતા ન હતા કે ઉદાર્ય રાખતું ખુન કરાવવા વિનર મુનિની જેમ આ તારા ભક્તના પિપાસુ છે ઓ દેવી ! કૃપા કર. અમને રાખી રહેવા દે. તારો નિવાસ મંદિરોમાં, મહેલોમાં, કે મકાનોમાં નહિ, પણ અમારામાં હૃદયમાંજ રહેશે અમારા શરીર રૂપ મંદિરમા હૃદયરૂપ સિંહાસન બનાવી તને સદાને માટે અમારી સાથે રાખીશું.

અહિંસા દેવી ? તારી સામે જ આજે અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે, તારો વિરોધ કરવાવાળાને કોઈપણ જાતનો સહકાર નહિં જ આપીએ, પણ તેમનું મોઢું સરખું નહિ જોઈએ. બોલો, હવે તો ખુશી થશોને?

દેવી :–વાહ ! મારા પ્યારા પુત્રો, કરો આનંદ-મંગલ ઉજળા દિલડે અને હસતે મોઢે કરેલા દોષોની કરો ક્ષમાપના અને કરો આત્માને નિર્મળ, પશ્ચાતાપના ઝરણામાં તમારા પાપને ધોઈ નાખો. ખૂબ ચોળી ચોળીને સ્નાન કરજો. મનના ઉંડાણમાં પણ મેલ રહેવા ન પામે, આજનો દિવસ તો હું તમારી સાથે જ છું. જેના દિલમાં દયાદેવીનો વાસ છે તે દુઃખી બને જ નહિ. દયાદેવીના ઉપાસકને સુખ શોધવું આવશે. મને આજે તમો સંવત્સરીના નામથી ઓળખો છો, પણ વાસ્તવમાં હું તે જ દયાદેવી એકદિન સંવત્સરીનું રૂપ ધારણ કરીને આવું છું. જેના હૃદયમાં મારો વાસ છે તે જ સાચી સંવત્સરી મનાવી શકશે. ઠીક ત્યારે, કરો ખમતખામણાં, પણ સાચા જ દીલે. અંતઃકરણપૂર્વકના ખમતખામણા મોક્ષ અપાવે છે એ ભૂલતા નહિ. હું જાઉં છું. જતાં જતાં કહેતી જાઉં છું, કે જો જો હૃદયને નિષ્ઠુર ન બનાવતાં સંકુચિત ન બનાવતા હું સદા તમારી સાથે જ છું ! સુખી રહો અને બીજાને સુખી કરો.

સર્વ હળીમળીને—સંવત્સરી દેવીનો જય ! દયા દેવીનો જય ! અહિંસા દેવીનો જય ! જૈન ધર્મનો જય ! શ્રી મહાવીર સ્વામીનો જય !

# (૯) આપણાં વ્રત પચ્ચખાણો

( મો. શાહ હંસાબેન રમણલાલ નગીનદાસ, કલોલ. )

પાત્રો :—કનક, રમા, સરલા, સાવિત્રી, એક ગરીબ બેન, રંજન

કનક :—કેમ બેન, આજે તમે આમ ઉતાવળા ઉતાવળા કયાં જઈ રહ્યા છો ? શું આજે કંઈ ખટપટમાં પડી ગયા લાગો છો ?

રમા :- હા બેન, આવતીકાલે આપણો ધાર્મિક દિવસ હોવાથી અમે ઉપવાસ, પૌષા, વગેરે કરવાના છીએ, એટલે આજે સારી રીતે ખાવાને માટે મીઠાઈવાળાને ત્યાં ગાઠીયા, મિઠાઈ ને ગરમ ગરમ ભજીયાં લેવા માટે જાઉં છું.

કનક :—અરે બેન, અત્યારે તો રાત પડી ગઈ છે, સવારથી તો તમારે ઉપવાસ કરવાનો છે, તો પછી આ બધી વસ્તુઓ કોના માટે ?

રમા :— અરે બેન, તમે શું સમજો કે જાણો, આવતીકાલે આખો દિવસ ફક્ત ગરમ પાણી ઉપર રહેવાનું, સાંજે અત્તર વારણામાં કેળાં અને પુરી તો ખાધેલા પણ તેથી કંઇ સંતોષ ન થયો. વળી જમવાને ત્રણ કલાક થઇ ગયા તેથી પચી ગયું, હવે અત્યારે આ બધું ખાઇ સારી પેઠે પાણી પીને સુઇ જઈશું એટલે ઉપવાસ સહેલાઇથી થઈ જશે. વળી પરમ દિવસે સવારે મોતીચંદ શેઠને ત્યાં પારણા ઉપર હાથ મારવાનો. ઉપરથી સાકરનો પડો અને જો આત્મારામભાઇ શેઠ રીઝે તો સ્ટીલની વાટકીનું લાણું ! બોલ બેન, કેવો આનંદ ! ધર્મનો ધર્મ અને કામનું કામ થશે, અને લોકો જાણશે પૌષો કર્યો.

કનક :— અરે બેન, ધુળપડી તમારા ઉપવાસમાં, રાત્રિભોજન

કરશો, વળી પારણાની આતુરતા રાખશો અને વળી ધર્મનો દાવો કરો છો! બેન, ઉપવાસથી શું લાભ થાય તે જાણો છો?

રમા :– એ લાંબી ચર્ચા અમારે ન જોઈએ, લાભ બતાવી દીધો, આજે મીઠાઈ અને પરમ દિવસે જમણ, સાકર અને લાણું આથી મોટો લાભ શો?

કનક :– હે! પ્રભુ, સમાજમાં ઉપવાસનો ધ્યેય સમજ્યા વિના આવા ઉપવાસ કરનારાઓનો તોટો નથી, આવી અજ્ઞાન ને અંધક્રિયાઓથી શો લાભ થાય? ઉપવાસ તો તેને જ કહેવાય કે, આગલે દિવસે સૂર્યાસ્ત પહેલાં સાદું ભોજન કરવું અને પારણાના દિવસે પણ સાદું પારણું કરવું. ઉપવાસનો આખો દિવસ આત્મચિંતનમાં વિતાવવો જોઈએ, આવી તપશ્ચર્યા લાભજનક નીવડે. બહેનો, આપણે આ વાત સમજીએ, અરે આ સામેથી સરલા આવતી જણાય છે તે પણ ઉપવાસ તો કરવાની હશે, ત્યાં પણ આ જ દશા હશે.

સરલા:– કેમ કનક બેન, શી ચર્ચા ચાલે છે? તમારે બધાને ઉપાશ્રયે આવવાની ઇચ્છા છે કે નહિ? હું તો જાઉં છું.

કનક :– બેન, હું ઉપાશ્રયે તો આવીશ પણ તે પહેલાં તમે જણાવશો કે તમારે પણ આવતી કાલે ઉપવાસ કરવાનો વિચાર છે?

સરલા :– બેન, ઉપવાસ તો મારાથી થઇ શકતો નથી. હું તો ગુરુજી પાસે વરસ દરમ્યાન ત્રણ લીલોતરી છોડી દેવાની બાધા લેવા જાઉં છું. બેન, જાણો છો ને લીલોતરીમાં કેટલી જીવ હિંસા રહેલી છે?

કનક :– બેન બતાવો. તમે કઇ લીલોતરી છોડવાના છો અને તે જ લીલોતરી શા માટે છોડવા ઇચ્છો છો?

સરલા :– સાંભળો બેન, કારતક માસથી ફાગણ માસ સુધી મારે કંકોડા ન ખાવા, ફાગણથી અષાડ સુધી કારેલાં ન ખાવા, અને અષાડથી આસો સુધી ભીંડા ન ખાવા.

કનક :– વાહ બેન વાહ! કંકોડાની અને કારેલાંની બાધી લેઃ

સારી કરી, જે ચીજ બજારમાં ન આવે તે ન ખાવી, પણ બીંડાનીઆ બધી શા માટે?

સરલા :– બેન, તેમાં પણ હરકત નથી મારા ઘરમાં બા, બાપુજી બીંડી ખાતા જ નથી એટલે ન બીંડી આવે અને ન ખાવો પડે, વળી ઉપરથી મહારાજ સાહેબને થશે કે સરલા તો બહુ જ ધર્મિષ્ઠ છે. કેવું સરસ! ભૂખે મરવાથી શો લાભ?

કનક :– આપણા સમાજની આ મનોદશા! આ આપણા વ્રત–પચ્ચખાણ! સામેથી સાવિત્રી પણ આવતી દેખાય છે બધાની એક જ દશા હશે. આવો સાવિત્રી બેન!

સાવિત્રી :– કેમ કનક, આ શાનો ચોરો ચાલે છે? ચાલોદ ઉપાશ્રયે જઈએ. ગુરુજી પાસે હું જુઠું બોલવાની અને ચોરી કરવાની બધી લઈશ.

કનક :– બહુ સારું બેન, એજ સાચી તપશ્ચર્યા છે, પણ બંધી લઈને નિભાવવી મુશ્કેલ છે.

ગરીબ બેન :– અરે ..મારું એક ફાટેલું લુગડું રસ્તામા પડી ગયું છે. ગરીબાઈમાં પહેરવાના કપડાંના સાંસા તેમાં કપડું ખોવાઈ ગયું ( આમ શોધું )

સાવિત્રી :– કેમ અલી, શું શોધે છે? મને આ એક વસ્ત્ર જડયું છે. મારે જુઠું બોલવાની બંધી છે તારૂં હોય તો લે લઈ જા.

બેન :– ધન્ય છે બેન તમોને, તમારા જેવા સાચા અને પ્રમાણિક બેનો હજુ દુનિયામાં વસે છે ખરા? ઠીક હવે હું જઈશ

સાવિત્રી :– અરે આ શું કોડી! પરાઈ વસ્તુ મારાથી કેમ લેવાય? કંઇ હરકત નહિ. હું ઘેર ઘેર ફરીને ગોતીને આપી દઈશ, કોડી કોની ( ત્રણ વખત બોલવું. )

બેન :– બેન, શું કરે છે! એક કોડી માટે આખા ગામમાં ચાલતી શું કરે છે?

સાવિત્રી :- બેન, મારે જુઠું બોલવાની અને પરાઇ વસ્તુ લેવાની બંધી છે એટલે કોડીના માલિકને ગોતું છું. લો આ કોડી, તમે જેની હોય તેને આપી દેજો, આગળ ચાલે છે (એક વીંટી મળે છે)

સાવિત્રી :- આ વીંટી! પણ મારાથી કેમ લેવાય? ના, મેં ક્યાં ચોરી છે? રસ્તામાંથી મળી છે ને! ચાલ ઘેર લઇ જાઉં. આમ કંઇ ચોરીની બંધી તુટતી નથી અને અહીં ઉભી જ નહીં રહું, પછી જુઠું બોલવાપણું ક્યાં રહ્યું?

રંજન :- હે! પ્રભુ, મારી વીંટી ખોવાઈ ગઇ. જરૂર મારા હાથમાંથી નીકળી જઇને નીચે પડી ગઇ છે. પાછળ પેલા સાવિત્રીબેન આવતાં હતાં તેમને જડી હશે. ચાલ તપાસ તો કરું, સાવિત્રીબેન તો બહુ ભલા છે. જુઠું તો બોલશે જ નહીં અને ચોરી કરે જ નહીં, પરાઈ વસ્તુ રાખે જ નહીં. તે દિવસે એક કોડી મળી હતી તે પણ કેટલી મહેનતે માલિકને શોધતી હતી (સાવિત્રીના ઘેર જાય છે)

સાવિત્રી :- આવો બેન, શું કામ પડ્યું?

રંજન :- બેન, ગઈકાલે હું ચાલી જતી હતી, પાછળ તમે ચાલ્યા આવતા હતા, તે વખતે મારા હાથમાંથી વીંટી પડી ગઈ હતી. તે તમને જડી છે ખરી? લોકો કહે છે કે સાવિત્રીબેનને કંઇક ચીજ જડી છે, કારણ કે નીચાં નમીને લેતાં તમને જોયાં છે.

સાવિત્રી :- બેન, તમે શું બોલ્યા? સાવિત્રી બેનને હજુ તમે ન ઓળખી શક્યા, જે ફુટી બદામ પણ કોઇની રાખે નહીં, તે શું તમારી વીંટી રાખે ખરા! વળી મારે તો જુઠું બોલવાની બંધી છે, હું તો ગઇકાલે મારા ઘરમાંથી બહાર જ નીકળી નથી. તમારી પાછળ આવતી પણ નહોતી, વળી રસ્તામાં નીચા નમીને વીંટી લીધી નથી, મને તો આવી કંઈ ખબર જ નથી.

રંજન :—સાવિત્રીબેન, વીંટી જડી હોય કે ન જડી હોય તે વાત જુદી છે, પણ મારી પાછળ ચાલ્યાં આવતાં હતા તે વાત સત્ય

છે, બેન મારી પાછળ આવતા તો હતાં તો પછી ઘરમાંથી બહાર નથી નીકળી તેમ શા માટે કહો છો?

સાવિત્રી :– બેન હું ભૂલી ગઈ મિચ્છામિ દુક્કડમ્ મને યાદ ન રહ્યું. I Am verry sorry પણ મેં તમારી વીંટી નીચા નમીને રસ્તામાંથી લીધો એ વાત તદ્દન જુઠી (૭)

રંજન :– હા બેન, એ વાત સાચી પણ મેં જોયુ છે તે કહું છું, તમે નીચા નમીને વીંટી લીધી નથી, પગની આંગળીથી ઉપાડો હાથમા લઇ જમણા ખીસ્સામા નાખી છે મારી આખે જોએલા આ વાત છે. મે તમારા પચ્ચખાણની પરીક્ષા માટે આ બધું કરેલ હતું

સાવિત્રી :– બેન, આ લો તમારી વીંટી મહેરબાની કરીને કોઈને કહેશો નહી. ગુરુજીને ખબર પડશે તો મારી કિંમત કોડીની રહેશે નહીં. મારી આ ભુલ માફ કરશો, હવેથી હુ કોઇ દિવસ આવી ભુલ નહીં કરૂં

રંજન :– સુશીલ માતાઓ! વડીલ બંધુઓ, બહેનો અને કોમળ પુષ્પ સમ બાળકો! આ છે આપણા સમાજની દશા! આપણા ઉપવાસો તેમજ પચ્ચખાણો, વ્રતો પણ આવા! જેથી બીજા લોકો આપણી હાસી ઉડાવે છે! જે વ્રત આપણે લઈએ તે ખાંડાની ધાર સમાન પાળવુ જોઇએ ને સાચા વ્રત પચ્ચખાણો કરીને આપણા સમાજને આગળ વધારી દીપાવવો જોઈએ.

બોલો, શ્રી જૈન શાસન દેવકી જય!



## (૧૦) અહિંસા પરમો ધર્મ

**(સૌ. શ્રી મંજુલાબેન અનિલકુમાર બોટાદરા-ઇંદોર)**

લલીતાબેન—(લમણે હાથ દઈને અંતરની વ્યથા અશ્રુદ્વારા વહાવી રહ્યા હતા.)—અરે બહેન! મારે તો ઉંચે આભ ને નીચે ધરતી છે. શું કરવું તે સમજાતું નથી.

રીનાબેન—(ગળામાં તુલસીના પારાની કંઠી રમાડતાં રીનાબેન સહાનુભુતિ દર્શાવતાં)અરે પણ વાત શું છે? કાંઈ બોલો તો નિર્ણય લેવાય. આમ ઢીલા પોચા થયે માર્ગ નહીં સુઝે.

લલીતાબેન—અરે મારો મોટો બટાટા-કાંદા એથીય આગળ વધીને ઇંડાં ખાય છે, જ્યારે અમે ઘરમાં ચુસ્ત જૈનધર્મનું પાલન કરીએ છીએ. ઘરમાં નાના મોટા બધા જૈન ધર્મનું ચુસ્ત રીતે પાલન કરે છે જ્યારે મારો મોટો ધર્મની અને વડીલની ઉપરવટ થઈ બહાર બટાટા, કાંદા, ઇંડાં વગેરે ખાઈ આવે છે તે મારા માટે ખૂબ જ ખેદની વાત છે.

રીનાબેન—માય ગોડ! ખોદ્યો ડુંગર ને નીકળ્યો ઉંદર! તમે તો રજનું ગજ કર્યું. મને તો એમ કે તમે કોઈ મહાન આપત્તિમાં સપડાઈ ગયા લાગો છો. ખેર બહેન, આ સંસારમાં રહેનારને હરપળે હિંસા કર્યે જ છુટકો છે. સંસારી કેટલીયવાર જુઠું બોલે, હિંસક વસ્ત્ર પહેરે, દવામાં માછલીનું તેલ, વિલાયતી દવા લેવામાં બાધ રાખતા નથી તો તમે માતા છો, તમારા સંતાન પ્રત્યે ઉદારતા દાખવો. બટાટા, —કાંદા, ઇંડાં વગેરેનો ઉપયોગ કરવો એ સહજ બાબત છે. ભગવાને બધું ખાવા માટે જ બનાવ્યું છે. આ ખાવું અને તે ન ખાવું એ બધા વેવલા વેડા છે. ઇરાની હોટેલમાં જુઓ. લાઈન લાગી હોય છે. એ બધા શું મુર્ખા....

મીનાબ્હેન—(કાનમાં આંગળાં નાખીને)ઓહ પ્રભુ ! કેટલી અજ્ઞાનતા ?

રીનાબેન—કેમ મીનાબેન, તમે નારાજ થયા ! તમે તમારા વિચાર દર્શાવો.

મીનાબેન ..બ્હેન, જૈનધર્મની થિઓરી ખુબ જ મોટી છે. અહિં વધારે કહેવું શકય નથી અથવા મારા ગજા ઉપરાંતની વાત છે. સંસારમાં હરપળે હિંસા થાય છે. પરંતુ સંસારી માટે હિંસક અને અહિંસક એમ બે પ્રવૃત્તિ છે. નીતિકારોએ ઓછામાં ઓછી હિંસા ફરમાવેલ છે. સંસારમાં રહીને હરેક કાર્ય કરવા પડે છે, પરંતુ કરવા કરવામાં ફેર છે.

રીનાબેન—તમે ખાવ છો, બોલો છો, ચાલો છો, ચંપલ પહેરો છો, રેશમી સાડી પહેરો છો, એ બધામાં પાપ છે.

મીનાબ્હેન—રીનાબેન, તમારી વાત અક્ષરેઅક્ષર સત્ય છે. પરંતુ જે હિંસાથી બચતા રહે છે, પાપથી ડરે છે, જે ચુસ્ત જૈનધર્મનું પાલન કરતાં હશે એ કદિય અભક્ષ્ય આહાર નહીં કરે. એટલું જ નહીં દવા લેતાં પણ સાવચેતી રાખશે ચંપલ ક્રોમ લેધરના હિંસક નહીં પરંતુ ખાદી ભંડારના અહિંસક- ચંપલનો ઉપયોગ કરશે. શુદ્ધ રેશમ માટે તો કહેવું જ શું ? એક જ ગજ રેશમ બનાવવામાં હજારો કીડાનો ઘાત થાય છે, અરે સીલ્કની વાત તો દૂર રહી પરંન્તુ ચુસ્ત જૈન રોજીંદા વ્યવહારમાં ફુલનો પણ ઉપયોગ નહીં કરે કેમકે ફુલ અધિક કોમળ હોવાથી તેમાં અનંત જીવો હોય છે, તેમાં ત્રસ જીવોનું નિવાસસ્થાન હોય છે, તેનું છેદન ભેદન કરવાથી હિંસા થાય છે. હવે રહી ઇંડાં માંસની વાત ? જમાનાનો પવન ગમે તેટલો ચોપાસ ફેલાયો હોય પરંતુ શાસ્ત્ર સિદ્ધાંતની વાત અટલ છે. માંસ ઇંડાં ની વાત તો દૂર રહી પરંતુ જૈન શાસ્ત્રમાં લસણ, ડુંગળી, બટાટા વગેરે કંદમુળ અભક્ષ્ય ગણેલ છે. સોયની અણીમાં રહે એટલી કંદમૂળની કટકી-

માં અનંત અનંતજીવોના પિંડ રહેલા છે.

રીનાબેન—માતાનું હૃદય અતિ કોમળ હોય છે. બાળકો પ્રત્યે થોડી ઉદારતા રાખવી જ જોઈએ.

મીનાબહેન—જૈનધર્મનો પાયો જ અહિંસા ઉપર છે. ધર્મના રંગથી રંગાયેલ સુસ્તમાતાનું હૃદય પોતાના પુત્ર પ્રત્યે ખોટી ઉદારતા ન જ દાખવી શકે. રીનાબેન, હું તમારા કરતાં વયમાં ઘણી નાની છું. તમારા જવાબ સામે વિરોધ ઉઠાવવો એ યોગ્ય નથી. છતાં પણ ધર્મ પ્રત્યે દ્રષ્ટિ કરું છું તો ચુપ રહેવામાં નથી પાપનું મંડન અને ધર્મનું ખંડન. ચુપચાપ સહી લેવું એ મારી કેપેસીટી બહારની વાત છે.

રીનાબેન—મીનાબહેન ! વયમાં તમે નાના હો પરન્તુ જ્ઞાનમાં મારાથી ખુબજ મોટા છો. હવે તમે જ લલીતાબેનને માર્ગ બતાવો.

મીનાબેન—લલીતાબહેન ! તમારો પ્રશ્ન ઘણો ખેદજનક છે. ઉકેલ પણ મળી રહેશે, બહેન, જેવું બીજ તેવા ફળ થાય છે તેમ જેની રહેણી તેવા બાળકો થાય છે. સુસંસ્કારોનું સિંચન જે રીતે માતા કરી શકે છે તે બીજું કોઈ કરી શકતું નથી. A mother saves hundred schools એક માતા સો શાળાઓની ગરજ સારે છે. જે માતા-પિતાના સંસ્કાર ઉચ્ચ હોય તેના બાળકોને જૈનકુળમાં તો ખાસ બાળવયથીજ ધાર્મિક સંસ્કાર પ્રાપ્ત થાય છે.

લલીતાબેન—રાત્રિ ભોજન અને આલુ-કાંદાનો મારા ઘરમાં ત્યાગ છે. આ માટે બાળકો ઉપર પણ સખત ઓર્ડર છે. પરંતુ મારો મોટો માથાભારે થયો છે. તે કહે છે કે આલુ-કાંદા જેવી ઉત્તમ સ્વાદિષ્ટ વસ્તુ શા માટે ન ખાવી ?

મીનાબેન—રાત્રિ ભોજન અને કંદમુળનો શા માટે ત્યાગ હોવો જોઈએ, એ બાળકોને દ્રષ્ટાંત આપી સમજાવવું જોઈએ. આપણે વડીલની સત્તા અનુસાર બાળકો ઉપર ડોકી બેસાડીએ કે, આલુ નહીં ખાવાનાં, ઈંડાં નહીં ખાવાનાં, રાત્રિભોજન નહીં કરવાનું, પણ શા

માટે નહી ? બાળક ન કરવાની વસ્તુ પહેલી કરશે, પરંતુ દ્રષ્ટાંત આપી સમજાવ્યુ હોય તો તેને પાપનો ડર લાગશે. બાળકો માટે જ્ઞાન અને સંસ્કાર હીરાની ખાણુથી પણ અધિક મુલ્યવાન છે. સંસ્કાર અદ્‌ભુત વસ્તુ છે. બાળકોમાં અહિંસારૂપ મૂળધર્મના સંસ્કાર રેડવા જોઈએ. પ્રથમ ઘર તે શાળા છે ઘરમાં જ ધર્મના પાઠ પાકા કરાવવા જોઈએ. તમારા પુત્રને શાંતિથી સમજાવો. વિદ્યાર્થી જીવનનો ખ્યાલ આપો.

રીનાબેન—(કંટાળતા)અરે મારી બેન, ભણવાને અને ખાવાને શું નિસ્બત છે?

મીના બેન—જે વિદ્યાર્થીઓને પોતાના વિદ્યાર્થી જીવનમાં મળેલ સુસંસ્કારનો લાભ આપ્યો હોય, જેણે આ કોમળ અંતકરણને હમેશાં સત્ય તરફ વાળવાની તાલીમ આપી હોય તે જ વિદ્યાર્થી પોતાના ભવિષ્યના સમગ્ર જીવનને સત્યના પ્રકાશથી અજવાળી શકે છે. તેની દિવ્યજ્યોતિથી દેશ અને સમાજને આગળ લાવી શકે છે. શરીર સુંદર રહે, સ્વસ્થ રહે તે માટે શુદ્ધ અને સાત્વિક આહાર પણ એટલો જ જરૂરી છે.

રીનાબેન—વાત સાચી છે, આહાર તેવો ઓડકાર.

લલીતાબેન—અભક્ષ્ય આહારથી સ્વાસ્થ્ય બગડે છે, સાથે સાથે વિચારો પણ બગડે છે. શાસ્ત્રકારોએ માસ-કંદમૂળને નરકનાં દ્વાર કહ્યા છે. જેથી જ મારા બાળકો આલુ-કાંદા-ઈંડાં વગેરે ખાય એ કલ્પના માત્રથી હું ધ્રુજી ઉઠું છું.

મીનાબેન—મારો આઠ વર્ષનો બાબો કંદમુળ-આલુ, કાંદા ખાતો નથી, રાતના જમતો નથી. બધા મારી ટીકા કરે છે કે અટલા નાના છોકરાં ઉપર શું અત્યાચાર ગુજારો છો! લોકોની ટીકાથી શા માટે ડરવું જોઇએ? બાળક કુમળી ડાળ કહેવાય. જેમ વાળીએ તેમ વળે; બહેન, સાચી વાત એ છે કે, તમારે આવા પ્રશ્નનો ઉકેલ પૂ. સા-

સાધ્વી પાસેથી જ લેવો જોઇએ. અંગુલીમાલ, પરદેશી રાજા જેવા પતિ-તને પાવન કરનારા વિતરાગના સંદેશવાહકો સંતો જ હતાને? પણ મારું સૂચન છે કે તમારો પુત્ર ન સુધરે તો સંતો પાસે તમારી મુંજવણની વાત કરશો, ગુરુ વિના જ્ઞાન મલે નહીં, હૃદયની અંધારી ગુફામાં ગુરુ વગર કોઈ પ્રકાશ પાડી શકે નહીં.

રીનાબેન—ખરેખર, જૈનધર્મ ગહન અને વંદનીય છે.

મીનાબેન—લલીતાબેન, પોતાની મુંજવણનો માર્ગ મળતાં નાચી ઉઠયા.

લલીતાબેન—મીનાબેન, તમારો ખૂબ ખૂબ આભાર માનું છું. મને મારા પ્રશ્નનો માર્ગ મળી ગયો છે. બાળકો ઉપર ક્યારેય જોહુકમી નહી કરું, પરંતુ સમજાવીને કામ કાઢી લઇશ. જય જિનેન્દ્ર।

---

## (૧૧) સંસારની અનિત્યતાનો ખ્યાલ આપતો પાટીદાર જ્ઞાતિની આદર્શ સતી કેશરનો સંવાદ

**( પ્રેષક-છેડા વિમલ ઉમરશી, મથાડ )**

[૧] કેશર.
[૨] સાસુ કમુ.
[૩] પતિ દેવો.
[૪] કેશર ઉપર કલંક ચઢાવનાર-વલ્લભ.
[૫] દુઃખમાં સહાય કરનાર સ્વજીકાકા..
[૬] કેશર ઉપર કુદૃષ્ટિ કરનાર લક્ષ્મીચંદ શેઠ.
[૭] જૈન ધર્મનો રસ્તો બતાવનાર કમળા બ્હેન.
[૮] કેશરને તારનાર જૈન મુનિ.

[૯] જૈન ધર્મનો દ્વેષ કરનાર પાટીદાર જ્ઞાતિના જીવરાજ પટેલ.
[૧૦] સંવાદનો ખ્યાલ આપનાર પહેરેગીર.

પહેરેગીર— પ્રિય બંધુઓ તથા વ્હાલી માતાઓ ! મારવાડ દેશમાં સિરાડ નામે એક ગામ હતું, તેમાં પાટીદાર જ્ઞાતિનું એક કુટુંબ હતું, તે કુટુંબમા જ કેશરનો જન્મ થયો હતો. તેના પિતાનું નામ ભગો અને માતાનું નામ રૂડી હતું. ૧૫ વર્ષની વય થતાં, તેનાં લગ્ન તાસ નામના ગામમાં કેશવ પટેલના પુત્ર દેવા સાથે થયેલ છે, કેશર પરણીને શ્વસુરગૃહે આવે છે, પાછળ તેની માતાનું મૃત્યુ થાય છે. સાસુના કંકાસી સ્વભાવે તેને પરેશાન બનાવી છે

હિંદુ સંસારમા સાસુની સત્તા રાજસત્તા કરતાંયે બળવાન ગણાય છે. એ સત્તાનો સદુપયોગ તો કોઇ વિરલ સાસુજ કરતી હશે, જ્યારે તેનો દુરૂપયોગ તો ઘેર ઘેર થતો જોવા મળે છે.

કમુ—ઓ ચુડેલ! આટલી બધી વાર તું કયાં ગઇ હતી ?

કેશર—સાસુજી, પાણી ભરવા.

કમુ—પાણી ભરતા આટલી વાર ?

કેશર—બા, કુવા ઉપર ગીરદી હતી એટલે સહેજ વાર લાગી

કમુ—અરે ચીબાવલી, એક તો મોઢી આવી અને ઉપરથી જુઠું બોલે છે ?

કેશર—બા, હું જીંદગીમા કદી ઓડું બોલી નથી, બોલતી નથી, અને બોલીશ નહીં.

કમુ—એ તો જોઈ હવે સત્યવાદિની છોકરી છે, તારી સચ્ચાઈ મારાથી કયાં અજાણી છે ?

કેશર—આપ ભલા તો જગ ભલા, અને આપ ખુશ તો જગ ખુશ, જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ.

કમુ—તારી જીભજ મોટી છે, -તારી સાથે વાતોમાં હું

તો શું પણ અન્ના પણ પહોંચે એમ નથી.

કેશર—કારણ કે મારી વાતમાં સચ્ચાઈ રહેલી છે.

કમુ—જોઈ એ તો તારી સચ્ચાઇ, રાંડ તું જોને હું તારી ખબર લઉં છું.

કેશર—ગાળો આપવામાં તમે તમારું પોત પ્રકાશો છો.

કમુ—રાંડ, ડાકણ, તારો લવારો બંધ કર. ખબરદાર, હવે જો એક અક્ષર પણ સામે બોલી છે તો,

પહેરેગીર— ચૈત્ર મહિનાના અજવાળિયાના દિવસો હતા. વરરાજા પરણવા જાય અને જેમ શણગાર સજે તેમ તરૂવરોએ નવા નવા લીલાં પાંદડાંનાં વાઘા સજ્યા હતા. આમ જ્યારે સમસ્ત કુદરત વસંતનો ઉત્સવ ઉજવી રહી છે ત્યારે કેશરના દિલમાં ચિંતાની હોળી સળગી રહી છે. સવારમાં પાણી ભરીને આવતાં સહેજ મોડું થયું તેમાં તો સાસુએ તેને ચુડેલ, ડાકણ, રાંડ વગેરે જે વચનોના બાણ માર્યા હતાં તેથી તેનું કાળજું વિંધાઇ ગયું છે. આજે તેને કંઈપણ ગમતું નથી. પોતાનાં શયનગૃહમાં એકલી ચિંતામાં બેઠી છે. અનેક પ્રકારના તર્કવિતર્ક કરે છે. એટલામાં એનો પતિ-દેવો ઘેર આવે છે. કેશર ને ઉદાસીનતામાં બેઠેલી જુએ છે, અને પૂછે છે,

દેવો—કેમ આજે આટલી ઉદાસ દેખાય છે?

કેશર—સ્વામીનાથ, કાંઈનહીં, સહેજ. આજે મને બાએ ચુડેલ, ડાકણ એવી અનેક ગાળો આપી છે, તો આ કડવા શબ્દ મારે કેટલા દિવસ સુધી સહન કરવા?

દેવો—હે પ્યારી, એ તો મોટાઓનો સ્વભાવ હોય છે, એ ભલે મોઢેથી જેમતેમ બોલી નાખે પણ એમના હૃદયમાં તો લાગણી જ હોય, માટે મનમાં દુઃખ લગાડવું નહિ અને એમની સેવા કરવી.

પહેરેગીર-હજુતો દેવો અને કેશર જરા વાતચિત કરે છે, અને તેનો અવાજ તેની સાસુને કાને પડે છે. કમુ એમને બોલતા સાંભળી ક્રોધે ચઢે છે.

કમુ—ઓ કેશર, ક્યાં મુઈ ?

કેશર—આવી ઓ બા આવી.

કમુ—હે ડાકણ, કમજાત, નફટ, નિર્લજ, તું ચંડાલ, અમારે પાને ક્યાં પડી ?

કેશર—બા શું હું ચુડેલ છું ? હું ડાકણ, હાય હાય ? આવા શબ્દો ઉચ્ચારતા તમારી જીભ કેમ ઉપડે છે ?

કમુ—હવે બેસ બેસ જોયું તારૂં ડહાપણ.

પ્હેરેગીર—કેશર સાસુના સંકટો સહન કરે છે, તેમાં અધુરામાં પુરૂં વલ્લભની વૃત્તિ કેશર ઉપર બગડે છે, તે કેશરની નજીકમાં રહે છે, તેનું વિલાસી અને મોજીલું જીવન છે. અને કેશરને પોતાની જાળમાં ફસાવવા માગે છે એક પત્ર લખી કેશરના ઘરમાં ફેંકે છે. એ પત્ર કેશરની સાસુના હાથમાં આવે છે પત્ર વાંચીને કમુના રોમેરોમમાં ક્રોધ વ્યાપી જાય છે

કમુ—કેશર, જલ્દી આવ.

કેશર— આવું છું, બા આવુ છું, આ આવી, બા શું કામ છે ?

કમુ—ગુસ્સાના આવેશમાં બોલે છે રાંડ ચગડા ! કોની સાથે ભાગી જવાનુ નક્કી કર્યું છે ?

કેશર—બા શું બોલો છો ? ભાગી જવાની વાત કેવી ?

કમુ—એતો તને ખબર. એટલામાં દેવો ઘરમા દાખલ થાય છે તેવીજ કમુ જોરથી બોલે છે.

દેવો—બા શાન્તિ રાખ બોલો તો વાત સમજાય, શું બોલો છો તે મને તો કાંઇ સમજણ પડતી નથી.

કમુ—હજી તો દાદીમાનો દિકરો બોલે છે શાન્તિ રાખો. પણ બોળાભટ ! તને ખબર છે આ તારી માનેતી શું કરી રહી છે ?

દેવો—શું કરી રહી છે બા ?

કમુ—લે આ પત્ર અને વાંચ

દેવો—પત્ર ઉપાડે છે, અને વાંચે છે "વ્હાલી, તારા રૂપથી હું ઘેલો બન્યો છું. તારા વિના આ જગત મને સુનું સુનું લાગે છે, તારા વિના મને મારૂં જીવન નિરસ લાગે છે, આજ રાગે તું તારા ઘરની પાછળ મળજે, હું તારી રાહ જોતો ઉભો રહીશ. જરૂર આવજે" લી. તારો વલ્લભ. દેવો પત્ર વાંચે છે, અને એના રગેરગમાં ક્રોધ વ્યાપી જાય છે. કેશરને જોરથી માર મારે છે.

કેશર–વિલાપ કરતી અને કકળતી બોલે છે, સ્વામીનાથ! આટલો બધો કોપ શેનો?

દેવો–હું તો જાણતો હતો કે તું સતી છે, પણ આજ તારો સત્યપણો બધો પ્રગટ થઈ ગયો.

કેશર— પણ.

દેવો—પણ બણ કાંઈ નહીં. તારૂં કાળું મોઢું મારે હવે જોવું નથી. નીકળ મારા ઘરમાંથી બહાર.

કેશર—પણ મારો કાંઈ વાંક કહેશો ને?

દેવો—હજી તો વાંક પુછે છે, લે વાંચ, આ શું લખ્યું છે?

કેશર—પત્ર વાંચે છે, અને તેનું હૃદય કકળી ઉઠે છે. હિંમત એકઠી કરીને બોલે છે, આમાં મારો કશો વાંક નથી, હું કંઈ પણ જાણતી નથી.

દેવો—તું કેમ જાણે! તારો એક શબ્દ સાંભળવા હું તૈયાર નથી. જલ્દી બ્હાર નીકળી જા.

પહેરેગીર—રોતી કકળતી કેશર ઘરમાંથી બ્હાર નીકળે છે, પિયરનો માર્ગ લે છે, રસ્તામાં પાછળથી એને વલ્લભ ભેટે છે, કેશર ચમકે છે અને પાછળ જુએ છે, ત્યાં તો વલ્લભ પોતાનું દિલ ખોલીને વાત કરે છે.

વલ્લભ—વ્હાલી ગભરાઈશ નહીં, શું તું મને ભુલી ગઈ!

કેશર— ભુલું? તારા પ્રતાપે જ મારી આ દશા થઈ છે.

વલ્લભ—એમાં ખોટું શું ?

કેશર—આથી વધારે ખોટું શું થવાનું હોય ? મારા હાલહવાલનો તને શું ખ્યાલ આવે ! નરકના કીડાને સ્વર્ગના સુખોનું શું ભાન હોય ?

વલ્લભ-કેશર, કેશર, તું શા માટે મારા દુ:ખી દિલ ઉપર ઘા કરે છે ? તું જાણે છે, હું તારા વિના કેવો દુ:ખી છું ! તું સમજી શકે છે, હું તને કેટલો ચ્હાઉં છું ?

કેશર-પરાઈ વસ્તુ પોતાની કરનાર, એના જેવો જગતમાં મૂર્ખ કોણ હોય ? એવા મૂર્ખ તો પોતાના હાથે જ દુ:ખી થાય છે.

વલ્લભ-કેશર તારી ભુલ છે, પરમાત્માએ તો તને મારા માટેજ સર્જી છે, એ તો વિધાતાની ભુલથી તું પરાઈ થઈ છે.

કેશર-વિધાતાની ભુલ એ મારે મંજુર છે.

વલ્લભ—પણ મારે એ ભુલ સુધારવી છે.

કેશર-એજ તારી ભ્રાન્તિ છે. લલાટે લખેલું કોઇ મિથ્યા કરી શકે એમ નથી.

કેશર—જો તારી કૃપા હોય તો હું પ્રારબ્ધને પણ ફેરવી શકું.

વલ્લભ—એ તારી પાશવતાનો ખ્યાલ છે.

વલ્લભ-તું મારી મનોકામના પૂરી નહીં કરે તો હું આત્મહત્યા કરીશ.

. કેશર-એમાં હું તારી અજ્ઞાનતા સમજીશ.

વલ્લભ—તને નથી લાગતું કે તારા જેવી હંસલી કાગડાને શોભે ? એ તો મારા જેવા હંસ માટે નિર્માણ થઇ છે.

કેશર—હું મારા પતિને પરમેશ્વર સમાન માનું છું.

વલ્લભ-પણ તને ક્યાં તારી પસંદગીનો પતિ મળ્યો છે ?

કેશર—આર્ય નારીના લલાટે જેની સાથે લેખ લખાયા હોય અને તે જ તેનો આરાધ્ય દેવ.

વલ્લભ—ત્યારે શું તું મને નારાજ કરીશ? શું તું મારી મનોકામના પૂર્ણ નહીં કરે? શું તું મને જરાયે ચાહતી નથી?

કેશર–હું તને ચાહું છું, સારી રીતે ચાહું છું, પણ તે એક ભાઇ તરીકે, મારા દિલમાં તારા માટે બંધુ તરીકેનું સ્થાન જરૂર છે, જો તારે તારી વૃત્તિઓ બદલવી હોય તો?

વલ્લભ—એ કેમ ફરે?

કેશર :– એતો તારા હાથની વાત છે.

વલ્લભ –: એટલે?

કેશર—એટલે તું પુરુષાર્થ કરે તો ધારે તે કરી શકે. તું જો અંતઃકરણથી તારી ભાવના બદલવા પ્રયત્ન કરે તો જરૂર તું મારો ભાઈ બની શકે, નહિંતો તું પુરુષ શા કામનો? સ્વમાની પુરુષને આટલી ટકોર બસ છે.

વલ્લભ—જો હું મારી ભાવના બદલાવું તો અત્યાર સુધીની મારી ભુલો તું માફ કરીશ?

કેશર—હા જરૂર.

વલ્લભ—તો હું વચન આપું છુ કે હું તને સગી બહેન સમજીશ ને તું મને સગો ભાઈ સમજજે અને જ્યારે ભીડ પડે ત્યારે આ ભાઈને યાદ કરજે.

કેશર—પ્રભુ તારૂં કલ્યાણ કરે.

પહેરેગીર—કેશર પોતાના પિયર પહોંચે છે, કેશર પહોંચે એ પહેલાંજ એની સાસુએ સમાચાર મોકલી દીધા છે. કેશરને કોઈ ઘરમાં આવવા દેતું નથી. કેશરને તો બંને ઠેકાણેથી તર્જના થાય છે. ઉભયભ્રષ્ટ થતાં રવજીકાકાને ઘેર આવે છે. રવજીકાકા કેશરને દેખે છે, અને પ્રેમથી બોલાવે છે. કેશર ઘરમાં જાય છે, અને કાકીની પાસે ધ્રુશકે ધ્રુશકે રડે છે.

રવજીકાકા—" દિકરી" આટલો બધો વિલાપ શા માટે કરે છે?

કેશર—કાકા મારા ઉપર તો જુઠું કલંક ચડયુ છે.

કાકા—દિકરી, શાંતિ રાખ, ઈશ્વિર તારી લાજ રાખશે.

કેશર—પણ કાકા, અત્યારે તો હું નિરાધાર બની ગઇ?

કાકા—દિકરી, બાલપણમાં થોડું ઘણું ભણી છે?

કેશર—હા કાકા.

કાકા—હજી બે ત્રણ વર્ષ અભ્યાસ કરે તો હું કન્યાશાળામાં ત્તને નોકરી રખાવી દઉં.

કેશર—પણ કાકા, મને અભ્યાસ કરાવશે કોણ?

કાકા—દિકરી, હું મારે ઘેર કરાવીશ.

પહેરેગીર—કેશર ત્રણ વર્ષ ભણે છે, ભણતર પુરૂં થતાં રવજી-કાકા વસંતપુરની કન્યાશાળામાં નોકરી અપાવી દે છે. કેશર કન્યા-શાળામાં નોકરી લાગી જાય છે. થોડાક સમયે તે પોતાની મીઠી વાણી શાંત સ્વભાવ, ભણવાની આવડત, કામ કરવાને ઉત્સાહ વગેરેથી કન્યાશા-ળાની છોકરીઓમાં અને મુખ્ય શિક્ષિકાઓમા પ્રિય થઇ જાય છે, વસંત-પુરમાં લક્ષ્મીચંદ નામના શેઠ રહે છે, તેમની લક્ષ્મી નામની કન્યા કેશર પાસે અભ્યાસ કરે છે, તે અભ્યાસમાં ખૂબ જ નબળી છે એટલે ટયુશન રાખવાની વાત તેના પિતા આગળ કરે છે, પિતા તેની વાત મંજુર કરે છે, અને કેશર એના ઘેર ટયુશન આપવા જાય છે, ત્યાં તેનું રૂપ જોઈ શેઠની તેના પર કુદષ્ટિ થાય છે અને કેશર, શેઠનો દુષ્ટ મનોભાવ જાણી જાય છે.

લક્ષ્મીચંદ શેઠ :– (તક જોઇ) હું તારા પર મુગ્ધ થયો છું, જો તું મારી મનોકામના પૂર્ણ કરે તો તું જે કહે તે કરવા હુ તૈયાર છું.

કેશર :– શું તમે મને તમારા જેટલી હલકી માનો છો?

શેઠ :– એમા હલકું શું છે, પ્રેમચેષ્ઠા એ તો કુદરતી છે.

કેશર :– કુદરતને પણ મર્યાદા હોય છે.

શેઠ :– શા માટે?

કેશર :- ધર્મ અને ચારિત્રના પાલન અર્થે, તમે કદી શાસ્ત્રો સાંભળ્યા છે? શીલનો મહિમા સમજ્યા છો! સતીઓની કથાઓ વાંચી છે?

શેઠ :- ઘણું સાંભળ્યું છે પણ અહીં પ્રેમમાં તેનો શો ઉપયોગ?

કેશર :- લક્ષ્મીને તમે શું ગણો છો?

શેઠ :- તે મારી પુત્રી છે, હું તેનો પિતા છું.

કેશર : હું પણ તમારી લક્ષ્મી જેવી છું, લક્ષ્મી તમને જે નજરથી જુએ છે એજ નજરે હું તમને નિહાળું છું.

શેઠ :- એ તારી કલ્પના છે.

કેશર :- એ કલ્પના સાચી છે, સૂર્ય પશ્ચિમે ઉગે, મહાસાગર મર્યાદા મૂકે, હિમાલય ચળે, તો પણ હું શિયળનો ભંગ નહિં કરું.

શેઠ :- અહીં તો તું એકલી છે, નિરાધાર છે, તો તું શું કરી શકવાની છો?

કેશર :- હું એકલી નથી, હું નિરાધાર નથી, સતીઓને સદા સહાય કરનાર પ્રભુ મારી મદદે છે.

શેઠ :— ક્યાં છે તારો પ્રભુ?

કેશર :— સર્વત્ર છે.

શેઠ :— હું તો ક્યાંય દેખતો નથી.

કેશર :- તમારી આંખો વિષયાંધ બની ગઈ છે, એટલે શી રીતે દેખી શકો?

શેઠ :- જવા દે એ બધી નકામી વાતો. એમ બોલતાં શેઠ કેશરનો હાથ પકડવા જાય છે.

કેશર—"ખબરદાર,, એક ડગલું પણ આગળ આવ્યા તો! કેશરની રાડ શેઠના દિલમાં સોંસરી ઉતરી ગઇ અને શેઠનું દિલ કંપવા લાગ્યું.

શેઠ—ઉઠે છે અને કેશરના પગમાં પડે છે, અને માફી માંગે છે.

કેશર—તેને ઉઠાડે છે અને બેઠો કરે છે, અને કહે છે, પિતાજી, આ બનાવને ભુલી જાઓ.

શેઠ—દેવી, તેં મને આજે નરકમાં પડતો બચાવ્યો છે, તું મારી ધર્મની પુત્રી છો. તારો ઉપકાર હું જીંદગીમાં કદી નહીં ભુલું.

પહેરેગીર—આ બાજુ જ્યારથી દેવાએ કેશરને ઘરમાંથી બ્હાર કાઢી છે, ત્યારથી એની દશા બદલી જાય છે. પાંચ વર્ષમાં તેનો પૈસો ચાલ્યો જાય છે, અને માતા કમુતું મરણ થઇ જાય છે. દેવો એકલો પડે છે અને ઘરમાં એને ગમતું નથી ગામનાં બધા લોકો કહે છે કે, તું બીજું ઘર કર, પણ દેવાના મનમાં આ વાત સુઝતી નથી અને એના મિત્ર વલ્લભની સલાહ લેવા જાય છે, ત્યારે વલ્લભ કહે છે, કેશર તો તારા ઘરની લક્ષ્મી હતી, સાચ્ચી સ્ત્રી હતી, માટે તું એને પાછી લઇ આવ. વલ્લભની વાત દેવાને ઠીક લાગે છે, ને દેવો કેશરને લેવા સસરાના ગામમાં જાય છે પણ ત્યાં કેશર નથી, અને સમાચાર મળે છે કે તે વસંતપુરમાં ભણાવે છે, એટલે વસંતપુર આવે છે, દેવાને રસ્તામાં કેશરનો ભેટો થઈ જાય છે. કેશર પતિને દેખી ચરણમાં પડે છે, જુઓ આર્યનારીનો સ્વભાવ! દેવાએ જેને મારીને ઘરમાંથી કાઢી મૂકી હતી, તો પણ કેશર ચરણોમા પડી નમસ્કાર કરે છે.

દેવો—"વ્હાલી" મેં તને ઘણા દુઃખો આપ્યાં છે, કલંક આપીને ઘરમાંથી કાઢી છે, માટે મને ક્ષમા આપ.

કેશર—"સ્વામીનાથ" એમા તમારો જરાય વાંક નથી. એ મારા પૂર્વના કર્મ હતાં.

દેવો—હું તને પાછી લેવા માટે આવ્યો છું અને તું ચાલ.

કેશર—મારા માથે કલંક છે હું ગામમાં મોઢું કેવી રીતે દેખાડું?

દેવો—લોકો તારા કલંકની વાત માનતા જ નથી, અને સૌ તારા વખાણ કરે છે.

પહેરેગીર—કેશર જવા માટે તૈયાર થાય છે. મુખ્ય શિક્ષિકા અને લક્ષ્મીચંદ શેઠની રજા લે છે અને પતિના સાથે પોતાના વતને પાછી આવે છે. સૌ સારા વાનાં થાય છે.

હવે કેશરને કમળા બ્હેનનો ભેટો થાય છે, જેઓ ખુબજ ધર્મિષ્ઠ છે, અને કેશરને પણ જૈનધર્મ પમાડે છે.

કેશર—ઓ બેન, બે દિવસની કેમ દેખાતા નથી?

કમળા—બ્હેન, તને ખબર નથી? ગામમાં બે દિવસથી મુનિ પધાર્યા છે.

કેશર—બેન? મુનિ એટલે શું?

કમળા—મુનિ એટલે પાંચ મહાવ્રતના પાલણહાર, છકાય જીવના રક્ષક, ચાર કષાયના ત્યાગી, સ્વ અને પરની દયા પાળનાર, દરેક પ્રાણીઓ ઉપર સમદ્રષ્ટિ રાખનાર. તેનું નામ મુનિ.

કેશર—બેન, આવી વાત તો તમે કોઇ દિવસ મારી પાસે કહી ન હતી.

કમળા—એટલે તો હું આવી છું. મુનિનું વ્યાખ્યાન સાંભળવા માટે તમને લઇ જવા.

કેશર—બેન, મુનિ કેટલા દિવસ રહેવાના છે?

કમળા—મુનિ એક દિવસ રહેવાના છે. કાલે તો વિહાર કરી જવાના છે.

કેશર—તો બેન, હું તમારી સાથે વ્યાખ્યાન સાંભળવા આવું છું.

પહેરેગીર—કમળા કેશરને લઈને વ્યાખ્યાન સાંભળવા આવે છે. ગુરૂમહારાજ પંચપરમેષ્ઠિનું સ્મરણ કરી, છટાપૂર્વક મધુર શૈલીથી પોતાના વ્યાખ્યાનની શરૂઆત કરે છે. ગુરૂમહારાજનો એક-એક

શબ્દ કેશરના હૃદયમાં બેસતો જાય છે. વ્યાખ્યાન પુરૂં થતાં કેશર ગુરૂની પાસે આવે છે.

કેશર-ગુરૂજી, મારા જીવનમાં આ પ્રથમ વાર વ્યાખ્યાન સાંભળ્યુ છે. આપનો બોધ મારા હૃદયમાં પથરાઇ ગયો છે જીંદગીમાં કોઇવાર ભૂલું તેમ નથી, આ રીતે તમને મારા ગુરૂ તરીકે સ્વીકારી લઉં છુ , આપની આજ્ઞા મસ્તકે ચડાવુ છુ. હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરું છું કે આજથી હું કોઇને પણ ગાળ આપીશ નહિ. કોઇની નિંદા કરીશ નહિ, આજથી હુ ઉપકારો પર અપકાર કરીશ નહિ અને યથાશક્તિ બદલો વાળવા પ્રયત્ન કરીશ.

ગુરૂજી—બેન, પણ નિયમ પાળવા કઠીન છે માટે બરાબર વિચાર કરીને પછી નિયમ લ્યો

કેશર—ગુરૂજી, હુ જેવી વીરતાથી નિયમ લઉં છુ એવીજ વીરતાથી પાળીશ, નિયમમા જરાયે દોષ લગાડવા નહીં દઉં.

ગુરૂજી—બેન, જો સાચી રીતે નિયમ પાળશો તો આ ત્રણ નિયમ તમારું જીવન પલટાવી દેશે. તમે સુખી થશો. મારા તમને અંતરના આશીર્વાદ છે.

પહેરેગીર—કેશર નિયમ લે છે, તેથી કમળા બેનને આનંદ થાય છે. અને ગુરૂ વિહાર કરે છે, કેશર ઘરે આવે છે. અને કેશર જૈનધર્મનો સ્વીકાર કરે છે. તેની આખી પાટીદાર જ્ઞાતિમાં નિંદા થાય છે અને એ ઠપકો એના પતિને મળે છે. પતિ ઘેર આવે છે. અને કેશરની પાસે વાત કરે છે.

દેવો—"વહાલી" જો તમને દુઃખ ન લાગે તો એક વાત કહું.

કેશર—"સ્વામીનાથ" ખુશીથી કહો.

દેવો—આજે મને આપણી જ્ઞાતિના વિઠ્ઠલકાકાએ બોલાવીને કહ્યું કે તારી સ્ત્રીએ જૈનધર્મ સ્વીકાર્યો છે તેથી તેની નિંદા ઘેર ઘેર થાય છે.

કેશર--"સ્વામીનાથ" લોકોનો સ્વભાવ એવોજ હોય છે. તેઓ કાંઇપણ નવીનતા દેખે તો ભડકી ઉઠે છે અને તેની સામે આકાશ પાતાળ એક કરી નાખે છે, તેઓ જેમ કહે તેમ આપણે કરીએ તો વાંધો નહીં પણ તેનાથી જરા જુદી રીતે વર્તીએ તો તેઓ સહન કરી શકતા નથી.

દેવો--તે હું સમજી શકું છું, છતાં આપણે લોકમાં રહેવું છે, માટે લોકનિંદા થાય એવે રસ્તે ન જવું એવી મારી સલાહ છે.

કેશર--મને તો લાગે છે કે લોકની દષ્ટિએ ચાલવું એજ પામરતા છે. જગતના તમામ મહાપુરૂષોના વર્તન જોશો તો જણાશે કે તેઓ લોકની તદન સામે છેડે છે, જગત અને ભગત વચ્ચે હમેશાં વેર જ હોય છે, જગત પશ્ચિમ તરફ ગતિ કરે છે તો ભગત પૂર્વ તરફ ગતિ કરે છે. આ જગતની નિંદાનો અંત આવે એવું મને લાગતું નથી. જો તમારાથી લોકોની નિંદા સહન ન થઇ શકે તો મને આજ્ઞા આપો, હું દીક્ષા ગ્રહણ કરૂં.

દેવો--"વ્હાલી" એવું શું બોલે છે ? લોકોની મને પણ શી પરવા છે. ? મારે કયાં તેમની પાસેથી મોક્ષ મેળવવું છે ? અને તારો માર્ગ સાચો છે, હવે હું કદીપણ નહીં કહું.

પહેરેગીર—કેશરની સાથે દેવો પણ જૈનધર્મ અંગિકાર કરે છે. નાતવાળાઓને ખબર પડે છે અને નાત બહાર કાઢે છે.-

જીવરાજ પટેલ-દેવા, તેં જૈનધર્મ અંગિકાર કર્યો છે માટે તને નાત બહાર કાઢશું.

દેવો—પટેલ બાપા, જ્ઞાતિનો સંબંધ દેહનો છે, પણ ધર્મનો સંબંધ આત્માનો છે.

જીવરાજ—જો તારે ધર્મ સાથે સંબંધ રાખવો હોય તો અમે તને જ્ઞાતિથી બહિષ્કાર કરીએ છીએ,

દેવો -જ્ઞાતિ તો જન્મો જન્મ મળશે, પણ દેવ અરિહંત,

ગુરૂ નિર્ગ્રંથ ને કેવળી પ્રરૂપિત ધર્મ એ મળવાના નથી.

પહેરેગીર—દેવાને જ્ઞાતિ બહાર કાઢે છે. જીવરાજ પટેલ ઘેર જાય છે ત્યા તો એના એકના એક પુત્રને સાપ કરડે છે. પટેલ તો બેબાકળા બની જાય છે, ગારૂડી લોકોને બોલાવે છે. ઝેર ઉતારવા મથે છે પણ ઝેર ઉતરતું નથી એટલામાં કેશર આવે છે અને ઝેર ઉતારવા મંત્ર ભણે છે. શાસન રક્ષક દેવો તેને સહાય કરે છે.

જીવરાજ—કેશર, તું અહીં શું કામ આવી?

કેશર—પટેલ, આપના પુત્રનું ઝેર ઉતારવા.

જીવરાજ—મોટા ગારુડીઓનું કાંઈ ચાલ્યું નહીં, તો તારું શું ચાલવાનું છે?

કેશર–પટેલ ધીરજ રાખો. પ્રભુ સૌનું કલ્યાણ કરશે.

જીવરાજ–દેખાડી આપ, કલ્યાણ કેમ થાય છે.?

કેશર—એક ગીતડે નવકાર મંત્રનું સ્મરણ કરી પાણી છાંટે છે. ઝેર ઉતરી જાય છે, અને છોકરો ઉઠી ઉભો થાય છે, જૈનધર્મનો જયજયકાર થઈ જાય છે, કેશરનો પણ જય થાય છે. સૌ જૈનધર્મ અંગીકાર કરે છે. અને બોલે છે, "બોલો જૈનધર્મકી જય, અહિંસા પરમોધર્મકી જય! મહાસતી કેશર કી જય"

---

## (૨૨) નીતિ અનીતિની કમાઈ

(મો. હસમુખલાલ માણેકલાલ શાહ, બોટાદ)

પાત્રો :— (૧) મુળજીશેઠ (૨) મુનિમ ન્યાલચંદ (૩) સેવાભાવી ધર્મચંદ (૪) જયચંદ (૫) પોષ્ટમેન (૬) ઓફીસર સાહેબ

[શેઠના હાથમાં લાકડી, આંખે ચશ્મા, પાઘડી, કોટ વિગેરે.

[મુનીમ ન્યાલચંદ–સાથે ચોપડા, કલમ, ખડીયો વિ.]

શેઠજી :– કેમ મુનીમજી! આ સાલના ચોપડા તૈયાર કર્યાં

ને! સરવૈયું મેળવ્યું ને! આ સાલમાં લાભ ખાતે કેટલા રૂપિયા રહેશે?

મુનિમજી :– શેઠ સાહેબ! શું વાત કરૂં! આ સાલનું સરવૈયું મેળવતાં તો પુરાંત ખાતે રૂા. એકવીસ હજાર જમા રહે છે.

શેઠજી :– બસ, એટલા જ રૂપિયા લાભ ખાતે જમા? કાંઈ હિસાબમાં ગોટાળો થયો નથી ને?

મુનિમજી :– લાભમાં તો જરાય ભુલ નથી પણ.. જરા આ ઇન્કમ ટેક્સના હિસાબમાં ગફલત થઇ ગઈ છે. જેથી મનમાં થોડી મુંઝવણ રહ્યા કરે છે.

શેઠજી–શું બોલો છો? કેટલા રૂપિયા ઇન્કમટેક્સમાં વધારે ગયા? મુનીમજી, તમે તો આવી ને આવી ભુલો કરો છો. હું તો તેટલા રૂપિયા તમારા પગારમાંથી કાપી લઇ વસુલ કરીશ.

મુનીમજી :– શેઠ સાહેબ! જરા ધીરા તો બનો! તમે બહુ ગરમ અને અધીરા બની જાઓ છો, ઘડપણમાં તો જેમ બને તેમ ધીરજ અને શાંતિના ગુણો આવવા જોઇએ. જ્ઞાનીઓ પણ આ વિષે કહે છે કે વૃદ્ધાવસ્થામાં જેમ ધોળા વાળ તેમ હૃદય પણ શ્વેત (ધોળું) બનાવવું જોઈએ.

શેઠજી :– જ્ઞાનીની વાતો જ્ઞાની પાસે, મારે મન તો પૈસો મારો પરમેશ્વર એ તમે જાણો છો! એ તમે જાણો અને તમારા જ્ઞાની જાણે. સમજ્યા?

મુનીમજી :– સાંભળો શેઠજી? આ સાલના ઇન્કમ ટેક્સના આસરે રૂા. પાંચથી સાત હજાર ભરવા રહી ગયા છે. જે આપણે મોકલી આપવા જોઈએ, એવું મારૂં મંતવ્ય છે અને તેથી આપણી પેઢીની અને તમારી બન્નેની શાખ વધે. (આબરૂ વધે)

શેઠજી :– મુંનીમજી! એવી નીતિની વાતો આ જમાનામાં વીતી અને શાખ માટે આ બધી શાહુકારીની વાત તમારી પાસે રાખો. શું પાંચ સાત હજાર રૂપિયા મફતમાં આવે છે? આ રૂપિયા

મારા પોતાના પરસેવાની મહેનતના છે. સમજ્યા ?

મુનીમજી :– કદાચ ભવિષ્યમાં ઇન્કમટેક્સ ઓફીસર તરફથી આ બાબતમાં કાંઈ લખાણ આવે તો ?

શેઠજી — અરે ! ત્યાં મારા જેવા હજારો શેઠીયા ઇન્કમટેક્સ ભરનારા છે તેમાં કોના બાકી કે કોની ભુલ છે તે કોણ સુધારે. ?

મુનીમજી :— સાહેબ ! આપણે ચાર વર્ષથી સરકારી કાયદા અનુસાર નાણાં ભરીએ છીએ જેથી ઓફીસમાં રેકર્ડ ઉપર આપણું નામ હોય તેમ જ લખાણ હોય માટે ચેતતા રહેવું, નહિતર પરિણામ ......(વચ્ચે પોષ્ટમેનનું આવવું )

પોષ્ટમેન :– હાં ! શેઠ મુળજીભાઈ કાનજીભાઈ, લ્યો આ રજીસ્ટર ટપાલ, નોટ પેઇડ થયું છે, માટે પાંચ આનાના બમણા દશ આના આપો.

શેઠજી '– શું મફતના પૈસા આવે છે ? આપો આ પોષ્ટમેનને બે આના ચા પાણીના, લઇને ચાલતો થાય.

પોષ્ટમેન :– અરે સાહેબ, આ તો કોઈ ખુશાલીના પૈસા નથી પણ સરકારી કાયદો છે માટે કાયદો એ કાયદો, બાકી બીજો વાયદો.

શેઠજી .— મુનીમજી ! કોણ જાણે આવી બલ્લા કયાંથી આવી વળગે છે ?

પોષ્ટમેન :– અરે સાહેબ, તમે તો વીસમી સદીમાં જન્મ્યા છો, પણ મને લાગે છે કે તમે પંદરમી સદીમાં જીવો છો !

મુનીમજી – અરે આતો સરકારી કાયદો છે. આપણો વિકાસ આ વકરામાંથી થાય છે, માટે પૈસા આપી કાયદાને માન આપો.

શેઠજી – તમે પણ આના જેવા જ છો. લ્યો બાળો એને દશ આના.

પોષ્ટમેન :– શું. દુનીયામાં આવા માણસો પેદા થતા હશે ? આમા તો કોઇ આવા નથી ને ! લ્યો ત્યારે ખોટું લાગ્યું હોય તો

માફ કરજો. લ્યો સાહેબ નમસ્તે!

શેઠજી :– મુનીમજી વાંચો હવે તો આંખે મોતીયો આવ્યો છે. (હાથમાં ચશ્મા લઈને) શું કોઈ ઓર્ડર બોડર છે?

મુનીમજી :– અરે શેઠ! આતો ઈન્કમટેક્સના પૈસા ભર્યા નથી ચોપડા તપાસરાવ્યાં નથી, માટે બંન્ને વરસના ચોપડા લઈ ને તા ૧૦મીના રોજ કોર્ટમાં હાજર થવાનું ફરમાન છે.

શેઠજી :— મારા બેટા! આ સરકાર શું કરે છે? કાંઇ સમજણ પડતી નથી, હૈરાનગતિનું માપ નથી.

મુનીમજી :– આનો જવાબ શું આપીશું, શેઠજી?

શેઠજી :– તમે કહો તે કરીયે, બાકી પૈસાનો વ્યય મારે હરામ છે. માટે બીજી છટક બારીઓ બતાવો.

મુનીમજી :– મારૂં તો એવું મંતવ્ય છે કે બધાય પૈસા ભરી દેવા અને ભુલ બદલ તેની ક્ષમા માગવી.

શેઠજી :– શું તમારૂં ફરી ગયું છે? પૈસા હરામના આવે છે? તદ ઉપરાંત માફી? અરે! હું તો ગમે તે આવે!.....રાજા આવે તો પણ આ ભાયડો માફી માગે તેવો નથી.

મુનીમજી :– શેઠજી, આ શાહુકારી છે. વેવલાઇ નથી, કાયદાનું પાલન કરવું એ આપણું કર્તવ્ય છે. અને શાસ્ત્રો પણ આ પ્રમાણે બોલે છે. વિરુદ્ધ રજ્જાઈ કમ્મે. અર્થાત્ રાજ્ય વિરુદ્ધ કરવું નહિ.

શેઠજી :– એ શાસ્ત્ર બાસ્ત્રની વાત જવા દો. મારે મન તો પૈસા એજ પરમેશ્વર છે. શાસ્ત્ર તો પછી ભણાશે. તમે તો બહુ ધર્મધુતી બની ગયા છો. આ મારી સાઈઠ (૬૦) વર્ષની જીંદગીમાં મને ધર્મનું પાણી પણ પલાળી શક્યું નથી.

મુનીમજી :– શેઠજી, ધર્મ એ જીવનનો આધાર સ્તંભ છે. જેની રીતે પાયા વગરનુ મકાન રહી શકતું નથી. તેવી જ રીતે વ્યવહારિક, આધ્યાત્મિક જીવનરૂપી મકાનનો ધર્મરૂપી આ પાયો છે. મારા મનમાં

તો હવે એવી તાલાવેલી છે કે, આ કાયાને ધર્મના શરણે મુકી દેવી અને ધર્મનું આચરણ કરવું

શેઠજી .– ભાઈ, તારા જેવા ધર્મધુનીની મારે જરૂર નથી. તમે આજથી તમારા માર્ગે. આપણો પંથ તો ન્યારો જ છે.

મુનીમજી .– લ્યો આ પરિપત્ર. મારી જે ભૂલ થઈ છે તે સુધારવાનુ તમારૂં કામ છે.

શેઠજી :– (હાથમાં નોટીસ લઈ) લ્યો આ પરિપત્ર, એમ કહી ફાડી નાખતો. પડો રસ્તે.

પ્રવેશ બીજો

(ધર્મચંદ અને જયચંદનું આવવુ)

ધર્મચંદ–જય જિનેન્દ્ર, ભાઈ જયચંદ!

જયચંદ :– ભાઇ જયજીનેન્દ્ર.

ધર્મચંદ :– આપણી સમાજ સુધારણાની મીટીંગ હજુ સુધી મળી નથી, ઠીક, આ અવસર ઠીક છે, મારે તમોને એક વાત કહેવી છે. ઘણા દિવસથી મને એ પ્રશ્ન મુંઝવે છે.

જયચંદ—વિના સંકોચે કહો.

ધર્મચંદ—આપણા સમાજમાં ચારે તરફ પૈસાના અભાવે ઘણા ગરીબ વિદ્યાર્થીઓના જીવન બરબાદ થતા જાય છે, અને સમાજમાં અનિષ્ટનું પ્રમાણ વધતું ચાલે છે. અને ધર્મશ્રદ્ધાથી ચલિત થાય છે.

જયચંદ—તો ચાલો આપણેજ મંગળ શરૂઆત કરીએ. લ્યો ત્યારે, મારા રૂપિયા એક હજાર એક (૧૦૦૧) લખો.

ધર્મચંદ—અને મારા પણ એક હજાર ને એક લખો. હવે ચાલો આપણે સુખજી શેઠ પાસે જઇએ. તેઓ આ ફંડમાં સારી રકમ આપશે તેવી આશા છે.

(પ્રવેશ ત્રીજો)

શેઠજી—(મોઢું બગાડીને) આવો ભાઈ આવો!

બંને.—(જયચંદ અને ધર્મચંદ) અમો તમારી પાસે ખુબજ ઉમળકા ભેર આવ્યા છીયે, તેમજ તમો પણ સાથ આપશો જેથી અમારા ઉમળકામાં ભરતી આવે.

શેઠજી—તમારી એ મંગળ વાણીનો પ્રવાહ અટકાવો અને સાધી ને સરળ વાત કરો કે અમો પૈસા પડાવવા આવ્યા છીએ !

ધર્મચંદ—અમે પૈસા પડાવવા આવ્યા જ નથી, પણ જ્ઞાનદાન નો મોટો લાભ આપવા આવ્યા છીયે, કારણકે સર્વદાને **જ્ઞાનદાન પ્રધાનં** બોલો સાહેબ, તમારા કેટલા રૂપિયા નોંધીએ ?

શેઠજી—તમો આવા ફંડ કરી અમોને શા માટે શરમાવો છો ? પૈસો એ તો પરસેવાની કમાણી છે, મારી એક પાઇ રૂપિયા બરાબર છે. છતાં લ્યો મારા સવા અગીયાર રૂપિયા લખો.

જયચંદ—આપ જેવા પુણ્યવાન વેપારીના આટલા નહોય.

શેઠજી—લખો ત્યારે સવા પચીસ, હવે માથાકુટ મુકો, લાવો પહોંચ.

ધર્મચંદ—શેઠ સાહેબ, તમો તો ગામના મોભી ગણાઓછો. અને આપની આટલી રકમ ? શેઠ આપની હાંસી થશે. કાંઈ ઉદારતા રાખો ઉદારતા ! શેઠ સાહેબ પુણ્યેન પુણ્ય લાભતે એટલે પુણ્ય કરવાથી પુણ્યનો લાભ થાય છે.

શેઠજી—લ્યો ત્યારે તમારૂં ને મારૂં બંનેનું રહ્યું. રૂપિયા એકાવન લખો. ઇચ્છા હોયતો સ્વીકારો.

બંને—ઠીક ત્યારે, જયજિનેન્દ્ર (બંનેનું જવું)

શેઠજી—ખુશીથી પધારો. તમોને દરવાજા સુધી મુકવા આવું.

## ( પ્રવેશ ચોથો )

( ઈન્કમટેક્ષ ઓફિસરનું આવવું )

ઓફીસર—સુબાજીભાઇ કાનજીભાઈની આ જ પેઢી ! તમારા મુનીમનું નામ ન્યાલચંદ છે ને ?

શેઠજી—જે વાત હોયને મારી સાથે કરો, મુનીમ અહીંથી દુર થઇને ધર્મ ધ્યાનમાં લાગ્યો છે. આપ કોણ છો ? ક્યાંથી પધારો. છો ! શું માલ જોઇએ છે ? આપનો માલ સલામતીથી પહોંચાડીશું જે ઓર્ડર હોયતો નોંધાવી દો.

ઓફીસર—હું આડતીયો કે વેપારી નથી. શેઠજી, હું ઇન્કમટેક્સ ઓફીસર છું.

શેઠજી—(ધ્રુજતા ધ્રુજતા) આપનું આગમન કેમ થયું?

ઓફીસર—તમોને પરિપત્ર મોકલ્યા છતા ચોપડા કે યાદી કાંઇજ મોકલ્યું નહી, માટે અમારે તમારા ખર્ચે આવવું પડ્યું છે.

શેઠજી—આપ અહીંજ બેસો (નોકર તરફ ફરીને કહે છે.) સાહેબને માટે આપણી નાસ્તાની વ્યવસ્થા કરો. હું મુનીમને બોલાવી લાવું છું.

શેઠજી.—(સ્વગત) હે પ્રભુ !, મારા પ્રિય મુનીમનું માન્યું નહિ. અને આ સંકટ આવી પડ્યું. ચાલો ત્યારે મુનીમને બોલાવી લાવું. મુનીમ તો જરૂર આવશે,

## (પ્રવેશ પાંચમો)

મુનીમ—પધારો. શેઠ પધારો. ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય,

શેઠજી—મુનીમ........ મુ......... ની.........મ,

મુનીમ—શેઠ સાહેબ, આટલા બધા ઉદાસ અને ગભરાયેલા કેમ છો?

શેઠ—આપનું કહ્યું માન્યું નહિ, જેથી આ આફત આવી પડી.

મુનીમ—કઇ આફત ?

શેઠ—રાજકોટથી ઇન્કમટેક્સ ઓફીસર આવ્યો છે, અને તમારી જરૂર છે માટે તમોને તેડવા માટે આવ્યો છુ.

મુનીમ—એમાં કાંઇ ગભરાવાની જરૂર નથી. આપણે આપણી ભૂલનો એકરાર કરીશું અને તેને રાજી કરીશું.

શેઠ—હા......હા......હા.... રૂપિયા બે હજાર (૨૦૦૦)

પાઘડીના આપીશું ?

મુનીમ—(કટાક્ષમાં) અરે, પૈસો તો પરમેશ્વર ! કાંઇ બેહજાર રૂપિયા અપાય ?

શેઠ— મુનીમજી, ચાલો, ગઈ ગુજરી ભુલી જાવ.

## (પ્રવેશ છઠો)

( મુનીમ તથા શેઠનું પેઢી પર આવવું. ઓફીસર પણ ત્યાં હોય છે )

મુનીમ—નમસ્તે ! સાહેબ, આપ રાજકોટથી પધાર્યા છો ?

ઓફીસર—હા, રાજકોટથી જ આવ્યો છું. તમો જ શેઠના મુનીમ ન્યાલચંદ ભાઈ છો ?

મુનીમ—જી. હા. અમારી પેઢી તરફથી માફી માગું છું. આપની નોટીસ મળી હતી, પરંતુ અમોએ ધ્યાન આપ્યું ન હતું.

ઓફીસર—કાંઈ વાંધો નહી. ( શેઠ સ્વગત હે પ્રભુ ) તમારા ચોપડા લાવો. હિસાબ તપાસીએ.

મુનીમ—સાહેબ ! અમારે તો આપનું અહેશાન જોઈએ. પરંતુ આપને ટાઇમ કયાંથી હોય ? લ્યો ચોપડા તપાસો.

(ચોપડા તપાસી લીધા પછી.)

ઓફીસર—શેઠ, આપની પાસે ઇન્કમટેક્સના, રૂા. ૧૦૦૦ લેણા નીકળે છે. તે તમો બેંક મારફત રાજકોટ મોકલી આપજો. ઠીક ત્યારે હું રજા લઈશ.

—( ઓફીસર ગયા પછી )

મુનીમ—જુઓ શેઠ, ધર્મનો પ્રભાવ કેટલો બધો છે ? તમો એ તો રૂા ૨૦૦૦ (બે હજાર) આપવાના કહ્યા હતા. પરંતુ ધર્મના પ્રભાવે ખુબજ શાંતિથી પતી ગયું. આવા પ્રસંગો યાદી આપે છે. કે સંકટના સમયે નાસીપાસ ન થવું. ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ.

શેઠ—હું સમજું છું. આવો તમારા જૈનધર્મનો પ્રભાવ છે. નહોતો આ મારી ઈજ્જતનો પ્રશ્ન હતો.

મુનીમ—તો ઉપકારી શેઠ, મારે તમોને એક વિનંતી કરવાની છે. આપ તેનો અમલ કરશો ?

શેઠ—તમો કહો તે મારે મંજુર.

મુનીમ—તો આપણે નિત્ય ઉપાશ્રયમાં જઇને સામાયિકનો નિયમ લઇએ તેમજ આપણા ગૃહસ્થ-ધર્માનુસાર દાન દઇએ. આપણા જૈન બંધુઓને યાદ કરી દયાળુ બનીએ.

શેઠ—તમારી વાત હૃદયમાં આજથી ઉતરી ગઇ છે હવે સો આજથી પહેલું ધર્મનું ધ્યાન પછી દેહનો ધર્મ, મુનીમજી, મારૂં એક કામ કરો, પેલા સેવાભાવી ધર્મચંદભાઈ તથા જયચંદ ભાઇને બોલાવો.

(બંને આવ્યા પછી)

શેઠ—ધર્મચંદભાઈ અને જયચંદભાઈ, તમો જુદા જુદા ફંડ ફાળામાં મારા તરફથી રૂા- એકવીસ હજાર (૨૧૦૦૦) નોંધો. તે રકમ વિદ્યાર્થીઓ માટે. સ્વધર્મિ સહાય માટે. તથા સસ્તી ખાદ્ય વસ્તુઓ આપવા માટે વાપરવાની છે.

ધર્મચંદ્ર—વાહ ! શેઠ વાહ ! તમારૂં જીવન ધન્ય બને છે. છેલ્લી-અવસ્થાએ પણ તમે આ માર્ગ લઇ શ્રમણ ભગવત મહાવીર-દેવના શબ્દોને યથાર્થ કરી બતાવ્યા છે.

જયચંદ—કલાપી કહે છે કે, "હા, પસ્તાવો, વિપુલ ઝરણું, સ્વર્ગથી ઉતર્યું છે, પાપી તેમાં ડુબકી દઇને, પુણ્યશાળી બને છે..." ચ્યો ચાલો ત્યારે, આપણે આજની આ મંગલ ઘડીએ અત્રે બિરાજતા પૂ. સંતો તથા પૂ. સતીજીઓના દર્શન કરીએ અને તેમની વ્યાખ્યાન વાણીનો લાભ લઇ જીવનને મંગલ માર્ગમાં જોડીએ.

બોલો જૈનશાસન દેવ કી જય!

# (૧૩) ધર્મભાવના

( મો. હસમુખલાલ માણેકચંદ—બોટાદ )

પાત્રો—(૧) લહેરચંદ (૨) લલીતકુમાર (૩) ધૈર્યચંદ (૪) વિનયચંદ (૫) કલ્યાણ.

લહેરચંદ—ચાલ મિત્ર લલીત ! આજે સવારના શોમાં પીકચર (સીનેમા) જોવા જવું છેને ?

લલીત—તું કહેતો હતોને કે હમણા મારા બા–બાપુજીએ પૈસા ન આપવા તેમ ઠરાવ કર્યો છે.

લહેરચંદ—તે વાત સાચી છે, પણ મેં મારૂં ઘડીયાળ વેચી રૂા. ૨૫ ખીસ્સામાં ભર્યા છે.

લલીત—તો તને આજે ઠીક મેથીપાક મળશે. મિત્ર, તારી બા તને જરૂર મારશે.

લહેરચંદ—અરે મિત્ર, મજા કર મજા ! માર ખાય એ બીજા. આપણી વાતમાં બા–બાપુજી શું સમજે ? તું તો બહુ બીકણુ ભાઇ ! લે ચાલ, હવે પીકચરનો ટાઇમ થવા આવ્યો છે.

(ધર્મ પ્રેમી ધૈર્યચંદ આવે છે.

લલીત—ઓહો ! ધૈર્યચંદભાઈ, તમો આ તરફ કયાંથી ?

ધૈર્યચંદ—આજેતો પર્યુષણના દિવસો છે તેથી વિનયચંદની વાટ જોઈ રહ્યો છું. પણ તમો આ સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ કઇ તરફ જાઓ છો ?

લલીત-ભાઈ! અમો સવારનું ગોરખધંધા પીકચર જોવા જઈએ છીએ, કેમ લહેરચંદભાઇ !

લહેરચંદ—હા, પણ આવા ધર્મઘુની સાથે વાત કરતાં આપણા શો (પીકચર)નો ટાઇમ થઇ જશે; માટે ચાલ.

લલીત—આપણે તો જવુ છે. પરંતુ આ મારા સ્નેહી છે. વળી ધર્મ ભાવના ભરપુર છે. તેથી જરા વાતચીત કરીએ તો આપણા જીવનમાં પણ ધર્મભાવના જાગૃત થાય.

લહેરચંદ—શું ધર્મભાવના ? અરે મિત્ર! આવી કોમળવયમાં ધર્મભાવના હોય ? અત્યારે તો ખાવું, પીવું ને મોજ માણવાની હોય ! આ ભવ મિઠો તો પરભવ કોણે દીઠો ? માટે ચાલ મિત્ર, પછી ટીકીટબારી બંધ થઇ જશે

(બને સિનેમા જોવા જાય છે.)

વિનયચંદ—જયવીર ધૈર્યચંદભાઇ !

ધૈર્યચંદ—જયવીર ભાઈ !

વિનયચંદ—આજે તો આપણા પર્યુષણપર્વના મહાન દિવસો છે આપ ઉદાસ કેમ છો ? આપને હરકત ન હોયતો તેનુ કારણ કહો.

ધૈર્યચંદ—આપના આવવાથી મને આનંદ થયો, કારણકે જયવીર શબ્દ જ મને પ્રેરણા આંપે છે કે તારો વિજય છે. પણ મિત્ર, મારો ભુતપૂર્વ મિત્ર વર્તમાન સોબતથી ખરાબ થતો જાય છે.

વિનયચંદ—અહુ ! મને પણ એજ મિત્રની ચિંતા થયા કરે છે. તે પુણ્યથી શ્રીમંતને ત્યાં જન્મ્યો છે, તેનું શરીર પણ સારૂ છે, અભ્યાસ પણ સારો છે, પણ ધર્મમાં બેદરકાર છે, કોઇ કોઈ વાર ઘરમાથી કીંમતી વસ્તુઓ ઉપાડી અડધી કીંમતે વેચી મોજ માણે છે. તેના નામ અનુસાર એ લહેર ઉડાવે છે.

ધૈર્યચંદ—તેનુ નામ લહેરચંદ છે, જે મારા મિત્ર લલીતને સીનેમા જોવા લઈ ગયો છે.

વિનયચંદ—મારા આવ્યા પહેલાં આપની સાથે વાત કરતો હતો તે જ લહેરચંદ હતો ? તેને મે દૂરથી જોયો, પણ તેને મે ઓળખ્યો નહીં, અને તેના બાપે આજે જ મને કહ્યું હતું કે મે પૈસા વાપરવા આપ્યા નથી, તે ઘડીયાળ વેચી સીનેમા જોવા જશે, માટે

તમે સમજતી ઉપાશ્રયે લઇ જશો, કારણ કે તમારૂં કહ્યું માને છે.

ધૈર્યચંદ—વાહ ! વાહ ! તને ધન્ય છે. તારામાં નામ એવા ગુણ લાગે છે. મને એક પંક્તિ યાદ આવે છે.

વિનયથી વશ થાય, વિશ્વ બધું વિનયથી વશ થાય.

માટે મિત્ર, તેઓ સૌનેમા તરફ જઈ રહ્યા છે. અને તે માને તો બહુ ઉપકારનું કારણ છે. ઉપાશ્રયે આવે અને ગુરૂ મહારાજ નો સમાગમ થાય તો ઘણું સારૂં પરિણામ આવશે.

વિનયચંદ—આપની આજ્ઞા હોય તો તે તેડી લાવું.

ધૈર્યચંદ—આપ બહુ વિનયશીલ છો, આપ બહુ લઘુતા રાખો છો. વિનય ! મિત્રની આજ્ઞા નહિ, પરંતુ સંમતિ હોય છે. માટે પ્યારા મિત્ર, ધર્મના કામમાં ઢીલ શી ? (લલીત, લહેરચંદ આવે છે.)

વિનય—કેમ લલીત ! આજે તો નવો ડ્રેસ ચડાવ્યો લાગે છે ?

લલીત—હા વિનુભાઇ, પણ આપ અહીં કયાંથી ? કારણ કે આજે પર્યુષણના દિવસો છે તો આપ જરૂર ઉપાશ્રયમાં જ હો.

વિનય—તારી શંકા ખોટી નથી. પરંતુ આજે એમ થયું કે:— લહેરચંદને ઉપાશ્રયે લઈ જાઉં, માટે ચાલો ઉપાશ્રયે આવવું છેને ? ત્યાં પૂજ્ય ગુરૂદેવની અમૂલ્ય વાણીનો લાભ મળશે.

લહેરચંદ—તમે મારા ઉપકારી છો. તમે મને અભ્યાસમાં ખુબ જ મદદ કરી છે. જેથી હું પાસ થયો છું. તમારી આજ્ઞા મને શીરોમાન્ય છે, પણ બા બાપુજી મારા ઉપર ખુબજ દબાણ રાખે છે. વાપરવા પૈસા પણ ન મળે, તેથી મને બહુ લાગી આવે છે.

વિનય—એ બધું થઇ રહેશે; પણ આપની ઘડીયાળમાં કેટલો ટાઈમ થયો છે ?

લહેરચંદ—વિનુભાઇ, હું જાઉં નહી બોસ. કારણ કે આજે

કલ્યાણ—અરે ! લહેરચંદ, એવું કિંમતી ઘડીયાળ રૂ.૨૫માં વેચી નંખાય ? પણ આ ભાઇ કોણ છે ?

લહેરચંદ—તે મારા ન્યુ ફ્રેન્ડ છે. તેઓ સાધના સોસાયટીમાં રહે છે. મારા પરિચયમાં થોડા ટાઇમથી આવ્યા છે

કલ્યાણ—(લલીત સામે જોઈ ને)આપનું નામ શું ?

લલીત—એલ.ટી. ખોખરા.

કલ્યાણ—આપનું ગુજરાતીમા આખુ નામ શું ?

લલીત—લલીતચંદ્ર ખોખરા.

કલ્યાણ—(ઉંચે જોઇને)અહો પ્રભુ ! આજના યુવાનો પિતાનું નામ આપતા પણ શરમાય છે, કારણકે તેની અટક જ ખોખરા છે.(લલીત સામે જોઈ ને)આપે કેટલો અભ્યાસ કર્યો છે ? હરકત ન હોય તો મને કહો.

લલીત—મેં સાત ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. ધાર્મિકમાં તો પહેલો નંબર હતો. સામાયિક, પ્રતિક્રમણ, છકાયના બોલ વગેરે આવડતું હતું. પણ હમણાં બધુ ભૂલી ગયો છું. આપણને તો હવે જૈનશાળામાં રસ જ નથી.

કલ્યાણ—આપની વાત સાંભળી મને અનેરો આનંદ થયો, તેમજ દુઃખ પણ થયું. આનંદ એટલા માટે કે આપે આટલો બધો ધાર્મિક અભ્યાસ કર્યો તે બદલ ધન્યવાદ ! પણ દુઃખ સાથે કહેવું જ પડે છે કે-શિતળતા માટે ઉપાડેલ ચંદનનો લાભ ન મળ્યો અને ખાલી ભાર જ વધ્યો. મિત્ર, ચંદન ઘસીને વિલેપન કર્યું હોત તો જરૂર ગરમી ચાલી જાત અને શિતળતા મળત.

લલીત—અરે મારા પરમ સ્નેહી મિત્ર, ધૈર્યચંદના શબ્દો આપ ક્યાંથી લાવ્યા ? તેઓ મને વારંવાર કહેતા હતા.

કલ્યાણ—શું તમે ધૈર્યચંદભાઇને ઓળખોછો ? શુ તેમનું ધર્મમય જીવન ! અરે ! પારસમણિ જોઈ લો.

લલીત—તેઓ હમણાં જ અમોને મળ્યા, પણ કોણ જાણે આ લહેરીલાલાની મિત્રાચારીથી તેમનો સંગ છોડયો.

કલ્યાણ—ચાલો મિત્રો ચાલો, આજે મિત્રાચારી શરૂ કરીએ.

લહેરચંદ—આજે પવિત્ર સીનેમાંનો પ્રોગ્રામ બંધ રાખો અને ઉપાશ્રયે વ્યાખ્યાનમાં જઈએ.

લહેરચંદ—જેવી આપની આજ્ઞા. ચાલો ત્યારે.

વિનય—ધૈર્યચંદભાઈ જયવીર! આપની ભાવનાનો પ્રભાવ ફળ્યો.

ધૈર્યચંદ— બંધુઓ! ચાલો વ્યાખ્યાનમાં જઈએ અને પૂજ્ય ગુરૂદેવની વ્યાખ્યાન વાણીનો લાભ લઈએ. વ્યાખ્યાનનો સમય થઈ ગયો છે. (બધા જાય છે)

બો...લો...જૈન......શાસન....દેવ...કી...જય!

# (૧૪) માનવધર્મનો જય

(પ્રે. જયંતીલાલ ધનછભાઈ બોટાદવાલા–કલોલ)

સ્થળ—દેવચંદ શેઠની પેઢી.

પાત્રો—(૧) દેવચંદ શેઠ (૨) મુનિમ (૩) પુંજો (૪) ર

પુંજો—શેઠ, આ વખતે તો રે'મ રાખો, માલ વેચા૨ વેચાવ્યા, બાવાના દૂધ પણ વેચાવ્યા; હવે તો કાંઇ દયા રાખો જ્યારથી તમારા ચોપડે મારું નામ નોંધાયું ત્યારથી તો મારી જાત પણ વેચાઇ ગઇ છે. મારા છોકરા પણ આજે તમારે ત્યાં વેચાણ છે.

દેવચંદ (હાથમાં માળા લઇ ફેરવે છે)—પ્રભુ! પ્રભુ! પ્રભુ! ભાઇ પુંજા, આ તું શું બોલે છે? તારે મન તો કંઈ કોઇની કિંમત જ નથી, બધા સરખા, એમને? હજુ એક વરસ પહેલાં તારા દીકરાના લગનમાં રૂ. ૨૫ કલદાર નહોતા ગણી આપ્યા? આટલું યે ભૂલી ગયો?

પુંજો—શેઠ, એમાં શું ઉપકાર કર્યો ! પચીસ રૂપીયાના તો તમે કેટલાય ગણી લીધા ! પૂછો તમારા ચોપડાને. એ પચીસમાં તો મારા કલૈયા કુંવર જેવા બે બળદ ખોયા, એ તો ઠીક, પણ અત્યારે દયા રાખો. આ ભયંકર મોંઘવારીએ કાળો કેર કર્યો છે દયારાખો, બે મણ દાણા માટે અત્યારે ના ન પાડો.

દેવચંદ—પણ હું કયાં ના પાડું છું ! કર આમાં સહી, કે એક માસમાં તેના વ્યાજના રૂ ૬ રોકડા નહિં આપે, તો તેનું વ્યાજ માસ ૧ ના રૂ. ૧ લેખે.

પુંજો—શેઠ, દયા રાખો, મોતની તો બીક રાખો ! ગરદન ઉપર છરી ફેરવી ફેરવી અમારા લોહીપણ ચુસી લીધા, કાંઇક તો સમજો !

દેવચંદ (માળા ફેરવતાં)—અરે મુરખા ! તું અહિં માગવા આવ્યો છે કે નીતિ ધરમના પાઠ શીખવવા? મારે તારૂં ડાપણુ નથી સાંભળવું. જા તુ તારે, હું તને ચોકખું કહું છુ કે મેં તને ટી લધો થાય તેમ કરી લેજે. કોરટના બારણા ખુલ્લા છે.

પુંજો—શેઠ, કોરટ તો તમારી છે, અમારા જેવા ગરીબને ખરો ન્યાય ત્યાં કયાં મળે છે ! ખરો ન્યાય મળશે પ્રભુના દરબારમાં.

દેવચંદ—અરે ગમાર ! જાય છે કે નહિં ? ત્યારે આ માળા બાળા બધી માથાકુટ ગણી છે એમને ? (માળા દેખાડીને) આના પરતાપે તો આ બધું સુખ છે. ઇશ્વર કંઇ ગાંડો નથી કે આપણા કરેલા ધર્મને ન ઓળખે !

પુંજો—શેઠ, ઇશ્વરને ન છેતરો, હૃદયને ન છેતરો, ખરો ધર્મ માળા ફેરવી, બાહ્ય આડંબર કરવામાં નથી રહ્યો નીતિ ને પ્રમાણિકતા રાખવી એજ ખરો ધર્મ છે, માનવસેવા કરવી એજ ખરો ધર્મ છે શેઠ, અત્યારે તો હું જાઉં છું, ઇશ્વર કોઇને ભૂખે નહિં મારે, પણ છેવટમાં તમોને કહેતો જાઉં છું કે, પર ભવના પુન્યને લીધે કદાચ લક્ષ્મી તો મળી, પણ તેમાં ફસાશો નહિ, ખોટા ધર્મની

કુંચીને પકડી ખરા ધર્મના સ્વરૂપને ઓળખજો. ધર્મથી પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. (જાય છે)

દેવચંદ—સાળો જોને, અહિં ધર્મ સમજાવવા આવ્યો છે, આખો દિવસ મુનિ મહારાજના વ્યાખ્યાન સાંભળું છું, વરસમાં બે વખત તો જાત્રા કરૂં છું. ને એક વખત તો જ્ઞાતિને જમાડું છું. શનિવારે હનુમાનને શેર શેર તો તેલ ચડાવું છું ને નોરતાની જેટલી માતાઓ છે તે બધાના નિવેદ કરૂં છું. આ સિવાય, વધારામાં નાળિયેર વધેરાતાં હોય તે જુદાં, ને હેં મુનિમજી, કદી માળા તો મારા હાથથી નીચે તમે દેખી છે? જાગતાં રામ, ઉંઘતાં રામ, ખાતાં રામ, પીતાં રામ, રામ ને રામ, આટલું આટલું કરૂં છું ત્યારે તે ધર્મ નહિ તો બીજું શું? તે મુરખ સમજતોયે નથી કે આ ધર્મના પ્રતાપે જ હું સુખી છું.

મુનિમ–અરે શેઠ, ઈ તો સાલો અજ્ઞાન છે. ધર્મમાં એને શી ખબર પડે? તમારા જેટલું ધરમ કરેછે કોણ? જુઓ શેઠ, હું તો તમારો કંઈ સગો તો નથી ને? છતાં મારે તો કહેવું પડશે કે તમારૂં ધ્યાન દુકાન કરતાં ધરમમાં વધારે છે.

દેવચંદ–ઠીક, એ તો બધું ઈશ્વિર કર્યા નથી જોતો? પણ હેં મુનિમજી, જે આપણી પાસે ઘાસ અને અનાજ પડયું છે તે સુકલ કોઈ ભાવે વેચવાનું નથી હો, ધ્યાન રાખજો, આવો મોકો ફરી નહિં મળે.

મુનિમ–અરે શેઠ, શું બોલો છો? તમારા ધર્મના પ્રતાપે તો ઇશ્વરે આપણને કમાવાનો આ મોકો આપ્યો, આપણે શું મુરખ છીએ કે આવો ચાન્સ જવા દઈએ!

દેવચંદ–ઠીક, એ બધું સમજો છો ત્યારે મારે ઉપાધિ રાખવાનું કારણ નથી. મને નિરાંતે ધરમધ્યાન કરવા દ્યો. હવે તો પૂરી અવસ્થા થઈ છે. કાલની કોને ખબર છે!

મુનિમ–શેઠજી, બધું સાચું છે. જરાય ચિંતા ન રાખો.

દેવચંદ–મને તો એક મારા રમણીયા સિવાય બીજી ચિંતા જ નથી. મને તો ઉપાધિ એ છે કે, મારી હયાતિ પછી એ શું કરશે! નથી જીવ ધરમમાં કે નથી ધ્યાનમાં, માળા, મંદિર તો કોઇદિ દેખ્યા ન ગમે. જરા જયા સમજાવવા બેસીએ કે ઉંધી ઉંધી દલીલો કરે. હે પ્રભુ, એ કયારે સમજશે? પણ અવાજ જ એનો આવતો લાગે છે. (રમણ આવે છે)

દેવચંદ–એલા ગમાર! અત્યાર સુધી તું કયા હતો?

રમણ–બાપુજી, તમને ખબર નથી કે અમોએ દુષ્કાળ પીડિતો માટે જે આશ્રમ સ્થાપ્યો છે ત્યાં ભુખે મરતાં માણસોની સંખ્યા હમણા હમણા ખૂબ વધતી જાય છે. આથી તે કામનો બોજો મારા પર વધારે રહે છે.

દેવચંદ–વાહ રે દાનવીર! તારે કયાં કમાવાની ચિંતા છે? તારો બાપ બધું કમાય છે. તારે લહેર કરવી. જો, આ તું દુકાળીયાને જીવિત દાન દેવા નીકળ્યો છે? શું એમ આ બધા જીવી જશે? ભાઈ, ઇશ્વર મોટો છે. ઇશ્વરના ગુન્હામાં આવ્યા હશે ત્યારે તેઓ પીડાના હશે ને? તું તો ઇશ્વરથી પણ મોટો. સુરખા, નવરાશના વખતમાં માલ લઇને કે મંદિરે જઇને બેસ, જેથી કાંઇક કલ્યાણ થશે, ભૂખે મરીશ ત્યારે એ લોકો તને રોટલો નહિં આપે. ધરમમાં જીવ રાખ તો સુખી થઇશ. શુદ્ધ દાનથી એક માળા ફેરવીશ તો લાખો રૂપીયાનો ઢગલો થશે.

રમણ–બાપુજી, ધરમનું સાચું સ્વરૂપ તો તમે હજી સમજ્યા જ નથી, ધરમ એ કંઇ જાત્રા કરવામાં, મંદિરે જવામાં, માળા ફેરવવામાં કે ઉપવાસ કરવામાં નથી. આ બધું આત્મ શુદ્ધિ અને મન શુદ્ધિ માટે છે. આજે નીતિ અને પ્રમાણિકતાથી ચાલવું એજ ખરો ધર્મ છે. માનવસેવા કરવી એજ ખરો ધર્મ છે. જૈન દર્શનમાં

મહાવીરે પણ કહ્યું છે કે, માનવધર્મ પછી જ બીજા ધર્મોને સ્થાન હોઈ શકે. એક હાથમાં કાતિલ છરી રાખી ગરીબોની ગરદન પર ફેરવવી અને બીજા હાથમાં માળા રાખી પ્રભુ! પ્રભુ, કરવું તેમાં ખરો ધર્મ નથી. પણ આજે ધર્મ નીતિમાં છે, પ્રમાણિકતામાં છે, દયામાં છે, અહિંસામાં છે, માનવ સેવામાં છે. પરહિતનાં કાર્યો કરવામાં છે. ધર્મ એ કાંઈ પૈસા માટે નથી, પણ આત્મહિત અર્થે છે. પુન્યના ઉદયથી અત્યારે પૈસો મળ્યો છે તેથી એમ ન માનશો કે અત્યારના તમારા આ કહેવાતા ધર્મથી મળ્યો છે. માટે પિતાજી, તમે મારી ચિંતા ન કરશો. મારું ગુજરાનપૂરતું ઈશ્વર મને આપી રહેશે.

દેવચંદ–માળો ક્યાંક ત્યાગી ન થઈ જાતો. કાંઈ ચિંતા છે? અરે મૂરખ! વિચાર તો કર, હું બેઠો હજી ઠીક છે, પછી ખબરું પડશે.

રમણ–બાપુજી, આથી હું તમને બધું છોડીને વૈરાગ્ય લેવાનું નથી કહેતો, હું તો તમોને એજ કહું છું કે, જે પૈસો તમે ભેગો કરો છો તેમાં નીતિ અને પ્રમાણિકતા રાખો. તે એમાં જ ખરો ધર્મ માનો, બાકી આજે તો તમે ધન ધૂતવામાં જ ધર્મનો ઉપયોગ કરી રહ્યા છો, ધર્મની બાંગો પુકારવાને બદલે ધર્મના સાચા હાર્દને સમજો.

દેવચંદ– વાહ રે, ધર્મની પૂંછડી! નીતિ અને પ્રમાણિકતાથી ધન ભેગુંજ ક્યાંથી થાય? વેપાર છે, સાચા ખોટા પણ કરવા પડે, પણ મુરખા, આ બધી માયાકુટ પાપ ધોવા માટે જ કરીએ છીએ એ કાંઈ ખબર છે? (એમ કહી માળા દેખાડે છે.)

રમણ– આ માયાકુટનું પરિણામ તો હવે જાણશો. પિતાજી, હું ચોક્કસ કહું છું કે, અનીતિ અને અધર્મથી આવેલું ધન કદી ટકતું નથી. કુદરત હમેશાં ન્યાયી છે. અદલ ઈન્સાફ જરૂર આપે છે. એમ ન હોય તો, આજે દુનિયા ઉપર જે પાપીઓ વસે છે તેમનું સામ્રાજ્ય જામી ગયું હોત. અને ન્યાય, નીતિનો ક્યાંય અંશ પણ

ન દેખાત. ધર્મ જેવી વસ્તુનું સ્થાન કયાંય ન હોત. માટે ધર્મના કુચાને છોડીને ધર્મના મૂળ સ્વરૂપને પકડો, નહિ તો સહન કરવુ પડશે.

દેવચંદ–હવે જા, ધર્મના દીકરા! તું કેવો ચડે છે અને અમે કેવા પડીએ છીએ તે બધું જોઈશું.

## પ્રવેશ બીજો

( દેવચંદ શેઠનું દિવાનખાનું. )

દેવચંદ શેઠ ભર ઉંઘમાં સૂતા છે ત્યા બે ચાર બુકાની બાંધેલા માણસો આવે છે. તે જોઈ શેઠ ધ્રુજે છે.

દાનો (સ્વગત)–પુંજા, બરાબરનો મોકો છે હો! સાલા બદમાસે આપણા લોહી પીવામાં બાકી રાખ્યું નથી. આજે તેને બરાબર ખાત્રી કરી આપીયે કે, જે રસ્તે હમેશા ધન આવે છે તે તેજ રસ્તે જાય છે.

પુંજો–ગણુ ભાઈ દાના, ઉતાવળો ન થા. પહેલા જ પ્રતિજ્ઞા લઈ લ્યો. આ લીધેલા ધનમા આપણને એક પાઇ પણ ન ખપે. લીધેલી બધી મિલ્કત આપણે રમણભાઈના ખોલેલા અશક્તાશ્રમમાં અર્પણ કરવી.

દાનો–ભાઇ, કબુલ છે, જે ધન લાખો માનવીના જીવન ચગદી નાખતા હોય તે ધન ગરીબોને રોટી આપવામાં વપરાય તેનાથી વધારે સારું શું હોય?

પુંજો–ભાઇ દાના, તારી પીસ્તોલ તું ખીસ્સામાં મૂકી દે, અને તું શેઠના પગપાસે ઉભો રહે, સાવધાન રહેજે.

( પુંજો ઓશીકા નીચે હાથ ફેરવે છે તેવામાં શેઠ જાગી જાય છે )

દેવચંદ–કોણ છે? ( બાવરો બનીને )

પુંજો–એકપણ શબ્દ બોલ્યા વગર તિજોરીની ચાવી મૂકી દે, નહિ તો ( રીવોલ્વર બતાવે છે )

દેવચંદ–પણ...પણ, બાપુ, તમે કોણ છો ?

પુંજો–અમે ? અમે છીએ ઇશ્વરના દૂત, ઇશ્વરે અમને તારું ધન લેવા મોકલ્યા છે.

દેવચંદ–પણ મા...રો કાંઈ ગુનો ?

પુંજો–ગુનો, ગુન્હા તેં ઇશ્વરના શું શું કર્યા છે તે પૂછ તારા આત્માને !

દેવચંદ–પૂછીને જ કહું છું. મારા મુનિમને પૂછી જુઓ કે મેં ધરમ કરવામાં કાંઈ બાકી રાખ્યું છે ! માળા તો એક સેકન્ડ પણ નીચે નથી મૂકતો, છતાં હાય, ઇશ્વરે શું ધાર્યું હશે !

પુંજો–આ બધા તારા પ્રપંચો જવા દે, શેઠ, ચાવી મૂકી દો.

દેવચંદ–પણ ભાઇઓ, તમે અહિં બેસો. જુઓ, ચાવી તો મારા રમણીયા પાસે છે. આ માળાના સમ ખાઈ ને કહું છું કે ચાવી હમણાંજ લઈ ને આવું.

પુંજો– શેઠજી, પ્રપંચ છોડી દ્યો. (હાથ તાણી પીસ્તોલ દેખાડે છે) બોલો, આપો છો કે નહિં !

દેવચંદ–(ધોતીયાના છેડેથી ચાવી છોડી આપે છે) હે ભગવાન ! તેં શું ધાર્યું છે ! મ્હને ન્હોતી ખબર કે તું મારા કરેલ ધરમનો બદલો આમ આપીશ.

પુંજો–શેઠજી, ખરા ધર્મને હવે તો સમજશોને ? આજ સુધી તો ધર્મના નામે ઇશ્વરને પણ છેતર્યા છે. ચાલો ઉતાવળ કરો, જેટલી મિલ્કત છે તે બધી અહિં રજુ કરો.

દેવચંદ–તો, ભાઈ લઇ જાવ, તમારા નશીબની હશે, તમે લઇ જાવ.

પુંજો–(થેલીઓ લઇ જાય છે, જતાં જતાં કહે છે–)–શેઠજી, ધ્યાન રાખો કે જેવી રીતે ધન આવે છે તેવી જ રીતે જાય છે, દિલને શાંતિ રાખજો કે જેની ગરદન પર છરી ફેરવી ધન ભેગું

કર્યું છે તે જ ધન આજે ત્યાંજ જાય છે. માટે હવે-સમજીને નીતિ અને પ્રમાણિકતાથી ચાલજો

(પુંજો અને દાનો જતા રહે છે)

દેવચંદ-અરે ભાઇ, છે કોઈ, દોડો, એલા રમણીયા, ગજબ કરી. ઉઠ, જાગ રે ભાઈ, જાગ.

રમણ-(દોડતો આવે છે) કેમ બાપા, શું થયું ?

દેવચંદ-આ તારા બાપની આજે મોકાણ મંડાઈ રે દિકરા,

રમણ-પણ બાપા, આમ દિવાના જેવા કેમ થયા છો ?

દેવચંદ-અરે, રમણીયા, આપણુ ધન લુંટારા આવીને લઇ ગયા.

રમણ-પણ એમાં રડો છો શાના ? જ્યાંથી આવ્યું હતું ત્યાં ગયું તેમાં શોક શાનો ? હવે નિરાંતે ધર્મ ધ્યાન કરો.

દેવચંદ-પણ હવે ધર્મ ધ્યાન શું કરશે ? મને તો બાવો બનાવી દીધો રે...

રમણ-પિતાજી, શાંત થાઓ. અત્યારે મારી સાથે ચાલો.

દેવચંદ-ચાલ ભાઈ ચાલ રે,

## પ્રવેશ ત્રીજો

દેવચંદ-બેટા રમણ, અત્યારે મને સાચું લાગે છે, અત્યારસુધી તો હું એમ માનતો કે, ધર્મનો બદલો ધનથી મળે છે, અને બાહ્ય આડંબરમા જ હું ધર્મ માનતો ખરો માનવધર્મ હું સમજ્યો ન હતો.

રમણ-પિતાજી, તેમાં તમારો દોષ નથી, માનવધર્મના, ભગવાન મહાવીરના સિદ્ધાન્તો ભારતવર્ષમાં ભુંસાવા લાગ્યા ત્યારે ભારતના સદભાગ્યે એક-ભડવીર જાગ્યો, તેનું નામ પૂ-ગાંધીજી. જેમણે ભારતની પ્રજામાં અહિંસા, સત્ય, સંયમ, અપરિગ્રહપણું, અસ્પૃશ્યપણું, વગેરે માનવધર્મની ઘોષણા કરી. હિંદના ૩૩ કોટી માનવના કાને પહોંચાડી દીધી અને સામાજિક, રાષ્ટ્રીય અને આધ્યાત્મિક ઉન્નતિનો

રાહ બતાવ્યો, છતાં ખેદની વાત છે કે ભારતની પ્રજા આ સિદ્ધાન્તોને અપનાવી શકી નથી, પચાવી શકી નથી, ધર્મને બહાને બાહ્ય આડંબરોમાં તે લાખો, કરોડો રૂપીયા ખર્ચી રહી છે, ધર્મ ધર્મ વચ્ચે ભેદ, જાતિ જાતિ વચ્ચે ભેદ, પક્ષપાત અને ઝગડામાં પોતાની શક્તિ વેડફી નાખે છે. અને તેમાં ખરો ધર્મ માને છે.

દેવચંદ–ભાઇ, મને હવે ચોક્સ લાગ્યું છે કે, આપણું વ્યાવહારિક જીવન ધાર્મિક જીવનથી બહુ દૂર રાખીયે છીએ તેથી ધર્મ શું છે તે સમજતા નથી.

રમણ–બાપુજી, વ્યાવહારિક જીવનને ધાર્મિક જીવન સાથે નિકટનો સંબંધ છે, મનુષ્ય અનીતિનું આચરણ ન કરે, માનવજાતને પીડા થાય એવું એકપણ કાર્ય ન કરે, કોઈનો વિશ્વાસઘાત ન કરે; અમાનુષી વ્યાજ ન લે, મનુષ્ય મનુષ્યનો તિરસ્કાર ન કરે, આનું નામ માનવધર્મ અને એજ સાચા ધર્મનું સ્વરૂપ છે. અને એ ધર્મમાં જ માનવમાત્રનો જય છે,

દેવચંદ–બોલો, માનવધર્મનો જય!

## (૧૫) પર્વ પર્યુષણ એટલે પાપોનું પ્રક્ષાલન કરવાનો હોજ

પાત્રો:–ધર્મિષ્ઠા, યામિની, બીના, સસ્મતા.

ઉદયાચલ ઝળહળતા પ્રકાશપુંજના લાલિત્યથી રંગો ધરી ગગનમણિ અંશુમાલિને આવકારી રહ્યો છે. અવનના વિહંગો પોતાના-સ્વરોની રમઝટ રેલાવી સ્વાગતને શોભાવી રહ્યા છે. સુંદર પુષ્પો પોતાની સૌરભ અને વિકસ્વરતાથી અનેરી વૃદ્ધિ બક્ષી રહ્યાં છે.

ધર્મ પ્રિય જનો પોતપોતાના ઇષ્ટદેવના તેમજ મહાત્મા

અને મહાસતીઓનાં સ્મરણોથી વાતાવરણને રંગીન બનાવે છે. યોગીવો ધ્યાનમાં મસ્ત છે.

આવા પ્રકારની પ્રેરણા અને ઉત્સાહને અર્પતા પ્રભાત સમયે પોતાના આત્મકાર્ય માટે તત્પર અને શ્રદ્ધાળુ ધર્મિજનો પર્વના મહાત્મ્યને સમજી તેના આવાગમનની તૈયારી કરી, સાંસારિક કાર્યથી જલ્દી નિવૃત બની ધર્મસ્થાનો તરફ ગમન કરે છે. "ધર્મકરણી અને તેના શ્રવણથી કયારે મારા આત્માને નિર્મળ બનાવું" એવી ઉત્તમ ભાવનાથી સભર સમતાબેન અને ધર્મિષ્ઠાબેન પથરણું અને ગુચ્છો (પુંજણી) લઈને ઉપાશ્રય તરફ જાય છે. ત્યાં માર્ગની મધ્યમાથી નીકળતા જ બાલસહચારિણી બીના અને યામિની એક બહેનપણીને ત્યાં ટી પાર્ટીમાં જતાં હતા તેમનો ભેટો થાય છે.

બીના—ધર્મિષ્ઠાબેન ! દૃષ્ટિ નાંખવાની પણ ફુરસદ નથી ? અહો ! આટલો બધો સાજ અને ઠાઠ સજીને એકદમ ક્યાં ચલ્યા છો ? જાણે તમારે માથે જ મહોત્સવનો ભાર હોય એવું લાગે છે ! એકદમ ઉતાવળથી જતા કોઈ સામે અથડાઈ જાય તેની પણ પરવા નથી ! જરા કહો તો ખરા કે શાનો મહોત્સવ અને ઓચ્છવ છે ?

ધર્મિષ્ઠા.—અરે બીના, હું તને શું કહું ? આ મહોત્સવ અને ઉત્સવ અમારે મન સર્વ સુખકારી જીવન પ્રાપ્ત કરવાનો અનુપમ અવસર છે, દુનિયાના બધા પર્વોથી અદ્વિતીય–અજોડ છે, એનું વર્ણન કરતાં સમય કયાં વહી જાય એનો પણ ખ્યાલ ન રહે એવું છે.

બીના—બેન ધર્મિષ્ઠા, જ્યાં જાણવાનું મળતું હોય ત્યાં સમયની ચિંતા ? સમય તો બગડશે નહી, પરંતુ આ સમતાબેન અને મારી સાથે આવનાર યામિનીબેન ઉતાવળાં થતાં હોય એવું લાગે છે. તો તમે સ્પષ્ટતાથી અને સંક્ષેપથી સમજાવો કે જેથી મારી જિજ્ઞાસાવૃત્તિ જલ્દી શાંત થાય, મને પ્રેરણા મળે

ધર્મિષ્ઠા:— બીના ! આ શું બોલે છે ? જૈનોના આવા મહા-

પર્વનો રણકાર દુનિયાની દશે દિશામાં ગાજી રહ્યો છે, ત્યારે તું તેના મહાત્મ્યથી સાવ અજાણ છે ?

શું યામિનીએ તને અંધારામાં જ રાખી ? યામિનીનો તો તારે સતત સહચાર છે, તો તેં મેળવ્યું કે જાણ્યું શું ?

યામીની—ધર્મની ઢીંગલી ! હવે જોયું તહારૂં ડહાપણ. તું તારે ધર્મને અને કર્મને જાણ અને ધતીંગવેડા કર્યા કર ! ...આટી ધર્મના નામે અમે કાળાં કર્મ કરતાં નથી ! દેખાતા ધર્મીજનો વીતરાગ દેવની આજ્ઞાતું પ્રતિક–ધર્મના સાધનો હાથમાં રાખીને ફક્કડથી ડોળ કરતાં ધર્મનો ઉપદેશ અને બાહ્યથી સારા આચારનો દેખાવ કરતાં "હું ધર્મી છું" એવી પ્રતીતિ કરાવતા ધર્મીનાં હૈયાં નિહાળ્યાં છે કદી ? કાળામેંશ કરતાં ય ભૂંડાં ! દાનવતાથી ચકચુર અને પાશવતાના કેફ પર ધર્મરૂપ તંબોલનો લાલ ટુચો મારી ધર્મી કહેવડાવવા મથતાં દંભી અને ઢોંગી, સગાભાઈઓના હિત પર સ્વાર્થ માટે કામ ચલાવતાં થરથરતાં યે નથી. તેને દયાનો છાંટો કયાંથી હોય !

એના કરતાં અમે અજાણ સારા. સમજી ! આવા ધર્મ પર્વના મહાત્મ્ય તને જે સમજાય છે તે મારે સમજવાની જરૂર પણ નથી. તું જ સમજીને બેસી રહે...ધર્મીજનો આવા ન હોય, કે ધર્મ ન કરનારાઓની નિંદા કરે. "યામિનીએ તને અંધકારમાં રાખી" એ શબ્દોની પૂર્તિ નિંદા નહીં તો ઘૃણા...બીજું શું હોય !

ધર્મિષ્ટા–(આભી જ બની જઈને) બેન યામિની, મારૂં કહ્યું જરા સાંભળ ! તારી નિંદા કે ઘૃણા મારે કરવાની ન હોય ! બેન, હું એમ કહેવા ઇચ્છતી હતી, કે આપણા ઊભયના પર્વ–ધર્મ એક જ છે, છતાં તેં બીનાને એના ,થકી વાકેફ કરી નથી, તેમાં તું ધર્મ નથી કરતી, એ પ્રમાણે કહેવાનો મારો બીલકુલ ઈરાદો ન હતો. તારી ગેરસમજથી તું આટલી બધી ગુસ્સે થાય છે. આવા અપૂર્વ પર્વદિને મારે માટે તને ક્રોધ થયો તે પાપની હું ભાગીદાર ...નિમિત્તભૂત

છું. જે કારણથી હું તારી પાસે 'ક્ષમા' યાચું છું. તું મને ક્ષમા કર.

યામિની–સમતાબેન ! શું જોયા કરો છો ? રસ્તામાં આ શોભે ખરૂં ! તમે પુતળાની માફક સ્થિર શું થઈ ગયા ? પગમાં પડી 'ક્ષમા' નો ઉચ્ચાર કર્યો એટલે જાણે ધર્મ એને જ હૈયે વસી ચૂક્યો !! ધર્મિષ્ઠાના ધતિંગ જ છે કે બીજું કાંઇ!

સમતાબેન–યામિની ! જરા ધીર ગંભીર થા. હરેક વખતે ડોળ કે ઢોંગ હોતા નથી. ભૂલ કરે યા ન કરે પરંતુ જ્યારે સામી વ્યક્તિના હૈયામાં ભૂલ કરી છે એમ જચે ત્યારે નમ્ર બનીને ભૂલ કરવા છતાં ભુલનો એકરાર કરે. ત્યારે, તેની લઘુતા કેટલી કહેવાય ! માન અને મોટાઈના કેટલા બધા અંશનો નાશ કર્યો હશે ? મમ અને અહંતાની તને ક્યાં ખબર નથી !

બાહુબળીજી જેના કારણે વર્ષો સુધી કેવળજ્ઞાન વિના રહ્યા. જ્યારે માનનો ધ્વંસ થયો ત્યારે પગ ઊપાડતાં જ "કેવળ" લક્ષ્મી પ્રસન્ન થઈ ખેર ! જ્યારે વ્યક્તિના હૃદયમાં ઉત્પન્ન થયેલ ક્રોધ કે દુઃખના કારણે પોતે જ એ કાર્યમાં નિમિત્તભૂત છે એમ સ્વીકારે ત્યારે જ સામી વ્યક્તિના પગમાં પડી, આર્દ્ર સ્વરે "મને ક્ષમા કરો" નો ઉચ્ચાર નીકળે છે.

ખરી માનવતા તો આ જ છે' અપરાધી તો નમ્ર બને છે. યામિનીબેન, તમારે તો માનવતાની દીવાદાંડી હાથ ધરી અપરાધી ધર્મિષ્ઠાને સાંત્વન આપવું જ જોઈએ. આમ દાઝ્યા પર ડામ દેવા જેવાં કઠોર વચનો ના કહેવાય, સમજ્યા !

યામિની–સમતાબેન ! **માનવતાની દીવાદાંડી** મને ધરવા કહો છો, પણ તારી ધર્મિષ્ઠાને જ દીવાદાંડી હાથમાં અપાવો, કે જેથી ધર્મ પ્રત્યેની અંધશ્રદ્ધાની આંધિ , અંધકારના ખૂણામાંથી ખસી જાય અને સાચી માનવતાનો આછો પણ પ્રતાપી પ્રકાશ તેના અંતરકોણને સ્પર્શી જાય. બાકી હું નિમિત્તભૂત છું, એમ બોલી

મારી સમક્ષ પાઠો ગોખે એવી ક્ષમા આપવા હું તૈયાર નથી.

તમારી આવી નમાલી વાતો મને ઈષ્ટ નથી લાગતી. કેમ બીના, તારે જાણવાની ઉત્કંઠા છે ને! ભલે તું જાણ્યા કર. હું અહીં એક સેકન્ડ ઉભી રહેવા માગતી નથી (યામિની ચાલી જાય છે.

ધર્મિષ્ઠા, સમતાબેન અને બીના યામિનીના એકદમ જવાથી ક્ષણવાર સ્તબ્ધ બની ગયાં. અને વિચારમાં પડયાં. વિચારતંદ્રામાંથી જરા સ્વસ્થ થતાં ધર્મિષ્ઠાએ સમતાબેન સામે જોઇ પૂછ્યું; સમતાબેન! બીના કઈ કલ્પનાના તરંગોમાં ડૂબી ગઇ કે આમ શૂન્યમનસ્ક બની સ્થિર થઇ ગઇ?

બીનાઃ-ધર્મુબેન, કોઇ પણ પ્રકારનાં તરંગો નથી, પરંતુ આજના પ્રકરણમાં મુખ્ય હેતુભૂત હું બની, તેનો મનમાં ડર રહે છે. વળી તમને ધાર્મિક પ્રવૃત્તિથી અટકાવી રોકી રાખ્યાં, એનું કારણ મારે માત્ર કંઈક જાણવાની જિજ્ઞાસા જ હતી. દેવ, ગુરુ અને ધર્મની મહત્તાને જાણી યોગ્ય રીતે અમલમાં મૂકવાની કેટલાય સમયથી ભાવના સેવી રહી છું પણ આજ તો તે બધું નિષ્ફળ થયું...અને ઉપરથી તમને દુઃખ થયું. હું આવું ધારતી ન હતી.

સમતાબેન- અરે બીના, તું શું બોલે છે! ધર્મિષ્ઠાના દિલમાં કદી લાગતું હોય તો કેવળ ધર્મથી વંચિત રહેલા આત્માઓને જોઈને! છતાં આજે એના હૈયામાં દુઃખ કરતાં સુખ અધિક છે.

બીનાઃ-સમતાબેન! દુઃખ કરતાં સુખ અધિક એ શું?

સમતાબેનઃ-સાંભળ, દુઃખ છે યામિની ધર્મથી વંચિત રહી તેનું, પણ તમારા જેવા ઈતરધર્મી છતાં જૈન ધર્મની મહત્વતા જાણવા માટે જિજ્ઞાસાવૃત્તિ ધરાવે છે તેવા શુભ પરિણામવાળાં જોઈને અત્યંત સુખ છે એ રીતે દુઃખ કરતાં સુખ અધિક છે. સમજી?

ધર્મિષ્ઠાઃ-બીના! સમતાનું કહેવું તદ્દન સત્ય છે.

બીનાઃ-ધર્મિષ્ઠાબેન! એમ જો હોય તો મારી ભાવનાને સાકાર

બનાવવા એક આત્માને ધર્મમાં જોડવા માટે ધર્મ અને પર્વ પર્યુષણના મહા પર્વનું મહાત્મ્ય જણાવી આભારી કરો.

ધર્મિષ્ઠા:-સમતા ! સમય બગડતો નથી ને ?

સમતા:-ધર્મિષ્ઠાબેન, આવો સમયનો વ્યય કયારેક જ થાય છે. ભલે મારો સમય બગડે પણ બીજાનો ભવ સુધરેને ! ભલે તમે સમજાવો.

ધર્મિષ્ઠા-બેન બીજું ! તારી ધર્મની જિજ્ઞાસાવૃત્તિને આવકારું છું જે સત્ય હોય તે સનાતન છે, જાજ્વલ્યમાન ને પ્રગટ છે. એમાં જરાયે કાળાશ ન હોય ! તારી શ્રદ્ધાને ધન્ય છે ધર્મ એટલે અનાદિકાળથી જન્મ મરણના દુઃખના ખાડામાં પડેલ આત્માને તારવામાં સમર્થ આલંબનરૂપ દુઃખના માર્ગથી ખસેડી શાન્તિને માર્ગે લાવનાર કીમિયાગર પુદ્‌ગલ અને આત્માના ભેદને તેમજ સ્વરૂપ અને વિરૂપ દશાને સમજાવી અનંત જ્ઞાન, દર્શન અને ચારિત્રનું વિલાજન બનાવનાર તે દેવ, અને વીતરાગવાણીની સાચી ઓળખાણ કરાવનાર તે ગુરૂ,

આ ત્રણ તત્વો ધર્મમાં વણાયેલા છે. ઉપરોક્ત ધર્મનું શ્રદ્ધાપૂર્વકનું આચરણ કરનાર તે સાચો ધર્મી.. ...સમજીને બેન ! ધર્મની આરાધના શક્તિ પ્રમાણે સતત કરવી જોઇએ છતાં સાંસારિક ઘટમાળ એવી હોય છે કે તેની ગતિ અચિંત્ય છે તેમજ પ્રાણીઓ છદ્મસ્થ છે. તે સાંસારિક, વ્યવહારિક, માનસિક કે બીજા કોઈ પણ અગત્યના કારણે ધર્મારાધનામા સ્ખલના થાય છે. એથી મહાપુરુષોએ ઉપકારને માટે અમુક અમુક દિને ધર્મારાધન વિશેષ કરવું...એ દિનોની જે મુકરરતા કરી તે તિથિ અને પર્વતિથિ, અઠ્ઠાઇ, પર્વ-પર્યુષણ, ઓળી, ચૌમાસી વિગેરે નામથી ઓળખાય છે.

તેમાં પણ ચોમાસું એ ધર્મ ઋતુ કહેવાય છે. આ દિનોમાં જીવોત્પત્તિ વિશેષ થતી હોવાને કારણે વિરાધના ઘણી જ થવાનો સંભવ છે. તેમજ વૈદિક નિયમનથી પણ વધુ ધર્મારાધન દેહનું સુખકર્તા છે.

ચોમાસાનું વાતાવરણ જ એવું હોય છે, કે તેમાં સારા આરો-ગ્યવાળા શરીરને પણ રોગના ભોગી બનવું પડે છે. જો આરંભ ઓછા કરે, જયણા રાખે, ઉપવાસ, આયંબિલાદિક તપ કરે, ગરમ પાણીનું સેવન કરે, તો આરોગ્ય પણ કવચિત જ બગડે અને ધર્મારાધન સાથે જીવની વિરાધનાઓ ઓછી થાય. જેથી પાપનાં ભાગીદાર ઓછા બનાય. તેમજ સંસારીઓને સમય પણ સારો મળે. આથી આવી ઋતુમાં ધર્મની કમાણી સારી થાય-વિશેષ થાય.

માટે જ ચોમાસું એ ધર્મની મોસમ ગણી શકાય...બીજું આયુષ્યનો કાંઈ ભરોસો ન હોય...અણચિંતવ્યા પગરણ માંડે...,

ઘડિયાળ તો અવાજ કલાકે કલાકે કરે છે. તોય આત્મા જાગતો નથી. એ શું છે? એના બંધ વખતે શુભ ભાવના હોય તો સારી ગતિ થાય. માટે ધર્મારાધન વિશેષ રાખવું. એ આરાધના માટે ત્રીજે ત્રીજે દિને તિથિની વ્યવસ્થા થયેલી જણાય છે. લગભગ આયુનો બંધ ત્રીજે ભાગે પડે છે.

ત્રીજે ભાગે ન પડે તો તેના ત્રીજે ભાગે એટલે ૯મે, ૨૭મે, ૮૧મે ભાગે એમ કરતાં છેવટ અંત મુહૂર્તે પણ પડે છે. એથી તિથિ આરાધના કરતાં વિશેષ ભાવના શુદ્ધ રહે...

કદાચિત્ આયુષ્યનો બંધ પડે તો એ શુભ ભાવના લાભદાયી નીવડે. વળી એ બીજ—પાંચમાદિ ત્રણ ત્રણ દિવસે ૨-૫-૮-૧૧ને દિને આરાધના ન થાય, તો ૧૪-૧૫ને દિને છેવટે -પાક્ષિક આરાધના કરવી, પ્રાયશ્ચિત કરવું. તે પણ ન થાય તો ચૌમાસીએ કરવું. તેનું આરાધન ન થાય તો છેવટે ચોમાસાના દિવસોમાં કરવું અને ત્યારે પણ ન થાય તો છેવટે "પર્વ પર્યુષણ" ના દિવસોમાં તો અવશ્ય વિશેષ ધર્મારાધન કરવું જ જોઈએ. કહ્યું છે કે;

દાળ બગડે તો દિવસ બગડયો,
અથાણું બગડે તો વરસ બગડયું,
બાયડી બગડી તો ભવ બગડયો,

પરંતુ...

ધર્મ ભગવ્યા-(ન કર્યો) તો ભવોભવ ભગડ્યા...માટે વર્ષના મહાન પર્વ પર્યુષણ પર્વમાં તો આત્માના શ્રેય માટે ધર્મારાધનનું ભાતું લેવું જ જોઈએ.

- આવી સરસ રીતે ગોઠવાયેલ ધર્મારાધનની તકના નક્કી દિનો તે પર્વો કહેવાય છે,

પરવ=પરબ, જેમ તૃષાતુર માનવી પરબેથી પાણી પીને તૃષાને શાંત કરી આનંદ અનુભવે છે, તેમ પર્વદિનોમાં ધર્મારાધનનું પાન કરે તો આત્મા અમર આનંદને અવશ્ય મેળવે છે.

બીના—ધર્મિષ્ટાબેન, બહુ સરસ...મને આજે તત્વ સમજ્યાનો અપૂર્વ આનંદ છે, બેન !"પર્વ પર્યુષણ" પર્વનું મહાત્મ્ય સૌથી વધારે કેમ ? એની કરણી શું ? સમજાવીશ ?

ધર્મિષ્ટા—બેન, આખું વરસ જેણે ધર્મારાધન નથી કર્યું તે અંતિમ પર્વમાં ધર્મકમાણી કરવા સર્વ ધંધાને છોડીને ઉત્સુક થાય છે. આખુંય વર્ષ વ્યવહારિક કાર્યમાં ગયું અને આત્મિકકાર્ય સાધવાનું આ છેલ્લું પર્વ...માટે સ્હેજે સૌને ઉત્સાહ હોય, તેમજનિવૃતિ પણ સારી હોય ..આ તક ગઈ તો હવે આવતે વર્ષે...માટે સર્વને હૈયે અંત હોય એ કારણથી ઉત્સવની જાહોજલાલી વધુ દેખાય છે, તેમજ પર્વપર્યુષણ સર્વ પર્વોનો પર્વાધિરાજ છે જેમ નદીઓમાં ગંગા, પર્વતોમાં મેરૂ, સમુદ્રમાં સ્વયંભુરમણ, તેમ પર્વપર્યુષણ સર્વ ધર્મદિનોમાં શ્રેષ્ઠ શોભે છે, -

પર્વપર્યુષણ=દેવ, ગુરૂ અને ધર્મની વિશેષ પર્યુપાસના

પર્વપર્યુષણ=ધર્મની સાચી કમાણી કરવાનું અનુપમ બંદર.

પર્વપર્યુષણ=સંસારિક ઉપાધિરૂપ દાવાનલથી શાંતિ આપનાર શાંતિ નિકેતન.

પર્વપર્યુષણ=આત્માના અભેદ, દુરામદી અંધકારનો નાશ કરી, જ્ઞાનપ્રકાશનો પૂંજ પ્રસારનાર તેજસ્વીતરણી.

પર્વપર્યુષણ—પાપોનું પ્રક્ષાલન કરવા માટેનો સુંદર હોજ.

બેન! ચોમાસાની ઋતુમાં યોગ્ય સમયે ખેડેલ ક્ષેત્રમાં બીજ વાવવાથી જેમ ખેતીની પ્રાપ્તિ સારી થાય છે, તેમ પર્યુષણ પર્વમાં કરેલ ધર્મ વિશેષ ફળદાયી બને છે. આના મહત્ત્વનું પૂર્ણ વર્ણન કરવું અશક્ય છે. હું શું સમજાવું, પણ વિશેષ ગુરુમહારાજ સમજાવશે. માટે ચાલો, આપણે સદ્‌ગુરુના મુખકમળથી વહેતી જિનવાણીનું શ્રવણ કરીએ અને જન્મારો સફળ કરીએ. —સૂર્ય શિશુ

## (૧૬) ચંદનબાળાનો સંવાદ

**પાત્રો– ચંદનબાળા–સવિતા–સુશીલા–કમળા.**

ચંદનબાળા–કર્મનકી ગતિ ન્યારી અહાહા કર્મનકી ગતિ ન્યારી,
તમે જુઓને હૃદયે વિચારી, અહાહા કર્મનકી ગતિ ન્યારી.
કોઈદિન ખાવા મેવા મિઠાઈ, કોઈ દિન ભૂખ ને તરસે રહેવા,
કોઈ દિન રહેવા બાગ બગીચા, કોઈ દિન ફરે છે જંગલવાસી
કર્મનકી ગતિ ન્યારી.

એક રાજપુત્રી હોવા છતાં મારી આ દશા! પિતા દધિવાહન અને માતા ધારિણીની એકની એક પુત્રી ચંદનની આ દશા! માતા ધારિણીએ પોતાના શિયળની રક્ષા માટે પ્રાણ આપી ભારતમાં ચંપાનગરી અને દધિવાહન રાજાનો જય જયકાર થઈ ગયો છે રહી કર્મને વશ થએલી હું, શતાનિકે માતાના શિયળ ઉપર દૃષ્ટિ કરતાં પહેલાંએ દેવીની શક્તિનો વિચાર ન કર્યો, એ મૂર્ખને એ ખ્યાલ ક્યાંથી કે સતી સ્ત્રીઓના શિયલનાં મૂલ્ય પ્રાણ કરતાં પણ અધિક હોય છે. પિતા–પિતા, આપ પણ ચાલ્યા ને માતાએ ક્ષત્રીયકુળને શોભે તેવી રીતે પ્રાણ આપી શિયળની રક્ષા કરી. હું એક તમારી લાડકી પુત્રી આજ અનાથ થઈ છું. મારે પોતાને જ મારો

નાથ બનીને મારા શિયળની રક્ષા કરવાની રહી કર્મને શું કરવું હશે તે કેમ જાણી શકાય! માતા! આજે ચંપાનગરીની આ રાજકુમારી ચૌટામાં વેચાઈ રહી હતી, કયા ઘેર મારે જવાનું હતું, ખબર ન હતી કે મારી શી દશા થાત! પણ ખરેખર જીનેશ્વર ભગવાને બતાવેલ જૈન શાસન અને શિયળનો પ્રભાવ જુદો જ છે. શાસનના પ્રતાપે આજે એક ચારિત્રશીલ શેઠે મને ખરીદી છે. તે શેઠને કાંઇ સંતાન નથી. મને પોતાને પુત્રી કરતાં પણ વિશેષ રાખશે કે સાચવશે, હે પ્રભુ! મને મારા શિયળની રક્ષામાં સહાયભુત થજો સતીના સતીત્વને સાચવજો. મારી માતાના માર્ગે શિયળની રક્ષાના માટે પ્રાણ આપવાનું મને મનોબળ આપજો, હે શાસન નાયક! તમો મારા ઉદ્ધારક, રક્ષક અને માર્ગદર્શક છો. ( ચંદન શેઠના ઘેર પહોંચી જાય છે. મૂળા શેઠાણી બેઠા છે. દાસી ચંદનને ત્યા લઇ જાય છે )

સવિતા–બાઈ સાહેબ, શેઠજીએ આ ચંદનને આજે ચૌટામાંથી ખરીદી છે. આપને કાંઇ સંતાન નથી તો આ ચંદનને પોતાની પુત્રી માનીને પાળજો. સદ્ગુણી અને સંસ્કારી છે. કોઇ રાજ્યવંશી સંતાન છે, કર્મને કારણે દુ ખમય પરિસ્થિતિમા આવી ગઈ છે. આ ચંદનને પોતાની પુત્રી માનીને પાળો અને આનંદથી ધર્મમય જીવન વ્યતિત કરો.

મૂળા–(ધીમેથી) અરે! શેઠને શું સુઝયુ છે! આ ચંદનને શા માટે ખરીદી! ભાગ્યમાં જ્યારે સંતાન ન હોયતો પછી આ પુત્રીને ખરીદવાથી શો લાભ? વળી શેઠનું ભલું પૂછવું, ન જાણે ક્યારે મારા પરથી લાગણી ઓછી થઈ જાય. આ સોળ વરસની સુંદરીને શા માટે ખરીદી છે? (પ્રગટરીતે વધારે અવાજથી દાસી અને ચંદન તરફ જોઇને)! આવ, ચંદન આવ, આજે અમોને તારા જેવું કન્યારત્ન સાંપડયું છે, ખુશીથી અહિં રહે,

તારું જ છે. આજથી તું અમારી જ પુત્રી છે. કોઇ જાતથી મુંઝાવાનું નથી, જે જોઇએ તે જરા પણ સંકોચ વિના માંગી લેજે. દાસી! ચંદનને મારા શયનગૃહમાં લઇજા. સ્નાન વિગેરે કરાવી સારાં કપડાં પહેરાવી આનંદથી રહે તેવી વ્યવસ્થા કર.

ચંદન—માતાજી પ્રણામ! (પગમાં પડી પ્રણામ કરે છે) હું દધિવાહન રાજા અને ધારિણીમાતાની પુત્રી છું. મારા કમભાગ્યે મારા પિતાનું રાજ્ય શતાનિક રાજાએ લઇ લીધું. પીતા નાશી છુટયા, હું અને મારી માતા શત્રુના હાથમાં જઈ પડયા. મારી માતાએ શિયળની રક્ષા માટે પ્રાણ આપ્યા. ત્યાંથી માતાના શિયળનો પ્રભાવ સહન થઇ શકયો નહિ. અને મને છંછેડવાની હિંમત કરી શકયો નહિ. ચૌટામાં મને વેચી નાખવાનો નિર્ણય કર્યો. મારા સદભાગ્યે મારા પિતા તુલ્ય શેઠશ્રીએ મને ખરીદી લઇ બચાવી લીધી. માતા અને પિતાની ખોટ આપ બન્નેના ચરણમાં આવવાથી પુરી થઈ ગઈ. માતાજી! આજથી તમે મારા માતા અને હું તમારી પુત્રી છું.

મૂળા—ચંદન! જરાપણ ગભરાવાની જરૂર નથી. તું અમારી પુત્રી જ છું, જા દાસીની સાથે, આનંદથી રહે, (ચંદન દાસીની સાથે જાય છે.)

મૂળા—અરે પ્રભુ! સ્ત્રીની શક્તિ કોઇ અજબ છે, તેમાં પણ ચંદન રૂપ અને ગુણનો ભંડાર, કયારે શેઠજીની ભાવનાઓ ફરી જાય, એની શી ખાતરી છે! મારામાં નથી ચંદનના જેવું રૂપ કે નથી ગુણ, વળી શેઠે રાજપુત્રી જાણી ખરીદી છે એટલે શેઠનો પણ શો વિશ્વાસ! માટે આ ચંદન મારા ઘરમાં લાંબો વખત રહે એ ઉચિત નથી.

ચંદન—અરે! શેઠ ખરેખર સાચા શ્રાવક જ છે. મારાપર કેટલી પ્રેમભરી દ્રષ્ટિથી જુએ છે. પિતા પોતાની પુત્રીની જે રીતે રાત દિવસ સંભાળ રાખે તેવી સંભાળ રાખે છે. માતાજીને પણ મારૂં બરાબર ધ્યાન રાખવાની સુચના આપે છે. મારી દરેક જાતની

વ્યવસ્થા પિતાજી કરે છે. ખરેખર જૈન શાસન અને શિયળનો પ્રભાવ કોઈ જુદોજ છે. જો શેઠે મને શરણુ ન આપ્યું હોત તો પેલી ગણીકાના પંજામાં પડી મારૂં સર્વસ્વ એવું શિયલ ખોઈ બેસત. (ચંદન માતા પાસે આવે છે.)

મૂળા—ચંદન બેસ, આનંદથી રહે, કોઇ વાતે ગભરાઈશ નહિ. આ બધી દાસીઓ તારી સેવામા હાજર છે.

ચંદન—માતાજી! માતાના ખોળામાં રમી રહેલી બાળાને શાનો ભય હોય? માતા તો પોતાનો પ્રાણ આપીને બાલિકાનું રક્ષણ કરે છે, આપ મારા સાચા માતા છો. હું નિશ્ચિંત છું. આનંદથી રહું છું. (મૂળા અને દાસી બેઠા છે, ચંદન બહાર જાય છે.)

મૂળા—દાસી! શેઠ આ ચંદનને શા માટે ખરીદી લાવ્યા હશે! જ્યારથી આ ચંદન મારા ઘરમાં આવી છે ત્યારથી મારા મનમાં અનેક સંકલ્પો થયા કરે છે, ચિંતાઓ ચારે બાજુ મને ઘેરી રહી છે. શેઠપણ મારી પાછળ આ ચંદનના આવ્યા પછી બહુજ ઓછું ધ્યાન રાખે છે. દાસી! ગમે તેમ કરીને આ ચંદનને દૂર કરવી જ જોઈએ.

સવિતા—નહિ માજી! ચંદન એ તો આપણી પુત્રી જેવી જ છે. આપના માટે મારી પાસે ખૂબ જ સારા વચન કહે છે. આપણા ભાગ્ય છે કે આપના કુળને દિપાવનાર આવી પુત્રી મળી છે. માતાજી, એતો ચંદનનો પ્રતાપ કહેવાય. પિતાની પુત્રી પ્રત્યે લાગણી ઉભરા હોયજ, એમાં શંકા લાવવાનું કોઈ કારણુ જ નથી.

મૂળા—અરે! આ દાસી પણ ચંદનની જ થઇ ગઇ છે. શેઠ પણ ચંદનનું રાત દિવસ ધ્યાન રાખે છે. જો હું નહિ ચેતીશ તો જરૂર દુઃખી થઈશ. શેઠ આજકાલમાં બહારગામ જવાનાં છે, પાછળથી ઘાટ ઘડી નાખવો જ રહ્યો. પછી એ ચંદનની સુંદરતા નષ્ટ કરી

( શેઠ બહારગામ જાય છે. )

ચંદન-(સવારમાં) માતાજી વંદન, આજે આપ ચિંતાતુર શા માટે દેખાવ છો? શું મારા કોઈ વર્તનથી આપને કાંઇ દુઃખ થયું છે! માતા, તમારી આ ચંદન તમારૂં દુઃખ દૂર કરવા તૈયાર જ છે. જે હોય તે મને કહો.

મૂળા-અરે! જા અહિંથી. મારા દુઃખનું કારણ તું જ છે, જ્યારથી તું મારા ઘરમાં આવી ત્યારથી શેઠ મારા પ્રત્યે જરાપણ ધ્યાન રાખતાં નથી. દાસીઓ પણ મારૂં કહ્યું માનતી નથી. રાત અને દિવસ બધાંજ તારા થઈને રહે છે. જા, દુષ્ટ! મારા ઘરમાંથી ચાલી જા. મારા સુખને લુંટનાર તું જ છે.

ચંદન-હે જીનેશ્વરદેવ! આ સતીની પરીક્ષા હજુ પણ બાકી છે? મારી માતાને પણ મારા ઉપર આવી શંકા છે! શેઠજી તો મારા પિતા તુલ્ય આદર્શ શ્રાવક છે. મને પોતાની પુત્રી પ્રત્યે જેટલી ભાવના હોય તેટલી જ પવિત્ર ભાવનાથી જુએ છે. માતાના હૃદયમાં આવી શંકા કેમ ઉત્પન્ન થઈ હશે! હવે આનો શો રસ્તો કાઢવો! મારા કર્મનો ઉદય હજુ પણ બાકી હશે. માતા! માતા! હું ચંદન આપને પગે લાગું છું.

મૂળા-અરે! જા ધુતારી! મારે અને તારે કાંઇ લેવા દેવા નથી. હું તારી માતા જ નથી સમજી?

ચંદન-માતા! પણ મારો શો અપરાધ! મેં શું ભૂલ કરી છે! હું આપની પુત્રી છું. હું આપની પાસે માફી માગું છું. મને શા માટે દુઃખ આપો છો?

મૂળા-(મુખ ફેરવીને) અરે! આજે શેઠ ઘેર નથી. આ ચંદનની ખબર લઈ લઉં. (દાસીને બોલાવે છે) અરે કમળા, સવિતા, અહિં આવો. કમળા, સવિતા—જી બાઈ સાહેબ.

મૂળા-અરે સવિતા, લુહારને ત્યાં જઈને બે બેડી લાવ અને

આ ચંદનના હાથમાં અને પગમાં પહેરાવી દે. જલ્દી આવજે હો ? અરે કમળા, તું પેલા નાગજી વાળંદને બોલાવી લાવજે. (કમળા-સવિતા સાથે બોલે છે-અરે ! આ શું ? ચંદનનો શો વાંક !

મૂળા-સવિતા અને કમળા, તમારે એ વાત જાણવાની જરૂર નથી, જાઓ, જલ્દી જાઓ, મારી આજ્ઞા છે.

સવિતા-માતાજી ! અરે બેડી ! અને તે પણ આ ચંદનના પગમાં ! માતાજી, મારાથી એ નહિ બને, માફ કરો.

મૂળા-જા કમળા, તું જા, હું પણ આ સવિતાની ખબર લઈશ. જો સવિતા, તારે આજથી મારે ત્યાં નોકરી આવવાનું નથી, સમજીને !

સવિતા-અરે આ પડી તમારી નોકરી, જાય જહાનમની ખાડીમાં, પણ શેઠાણી યાદ રાખજો કે આ સતી ચંદનને સતાવવાનું પરિણામ સારૂં નહિ આવે

મૂળા-જા, ભલે તારાથી અને ચંદનથી થાય તે કરી છૂટજો, બોલ કમળા, તારે લુહારને ત્યાં અને વાળંદને ત્યાં જવું છે કે નહિ ?

કમળા-(મનમાં) અરે પ્રભુ ! મારે આજે કેટલું પાપ કરવું પડશે ? ચંદન જેવી સતીને દુઃખ દેનાર શેઠાણીની નોકરી આ પાપી પેટને માટે કર્યા વિના છૂટકો નથી.

મૂળા-કમળા ! જાય છે કે નહિ ?

કમળા-(ધીરેથી) હા શેઠાણી ! પણ આ સતીને છંછેડવી ઠીક નથી પણ શું કરૂં ! પાપી પેટને માટે આપની આજ્ઞા પાળવા જાઉં છું

મૂળા-આ ચંદનના આવવાથી ઘરના બધા માણસો ફરી ગયા છે. સારૂં થયું વેલાસર ચેતી અને કાંટો કાઢયો. (બેડી આવે છે-ચંદનનું મુંડન કરાવી તેને એક ભોંયરામાં રાખી લે છે)

ચંદન-અરે પ્રભુ ! આ ચંદન પોતાના પૂર્વે કરેલા કર્મનું

ફળ ભોગવી રહી છે, માતા તો તેમાં નિમિત્ત છે, તેમનો કાંઈ વાંક નથી. આત્માને પોતાના કરેલાં કર્મો ભોગવવાજ પડે છે. માટે હે આત્મા! શાંતિથી આવી પડેલ કર્મના ઉદયને ભોગવ.

મૂળા-દાસી કમળા, ચાલો, મારે પિયર હું જાઉં છું, તું પણ મારી સાથે ચાલ (પિયર જાય છે)

અને શેઠ, પડોશી મારફત બાતમી મેળવી ચંદનને ભોંયરાથી બહાર કાઢે છે. અને અડદના બાકળા મૂકી લુહારને બોલાવવા જાય છે) (બીજી બાજુ ફરીને ચંદન નવકારમંત્ર બોલે છે.)

ચંદન-અહો! જીનેશ્વરદેવ, આ ચંદન પૂર્વે કરેલાં કર્મનું ફળ ભોગવી રહેલ છે. પિતાજીને મારી આ સ્થિતિ જોઇને કેટલું દુઃખ થાય છે! પિતાજી, આ બાકુળા મૂકી લુહારને બોલાવવા ગયા છે; લાવ, એ બાકુળાનું ભોજન કરી મારા અઠ્ઠમતપનું પારણું કરૂં. અરે! તે પહેલાં કોઇ મહાપુરૂષને પાત્રે વહોરાવવાનો લાભ મળે તો કેવું સારૂં!

(ચંદન સામે રસ્તા પર જુએ છે)

અરે! સામેથી ભગવાન મહાવીરસ્વામી પધારે છે! પ્રભુને આજે લાંબી તપશ્ચર્યાનું પારણું છે. આજે પોતાનો અભિગ્રહ પૂરો કરી દીર્ઘ તપસ્વી મહાવીર પારણું કરવાના છે. ધન્યભાગ્ય મારા કે પ્રભુ મારે આંગણે પધારી રહ્યા છે. (સામું જોઇને પ્રભુને પાછા ફરતા જુએ છે) અરે ભગવાન તો પાછા ફરી ગયા! (ચંદનને આંખમાં આંસુ આવે છે. ચંદનબાળા સાથે પાંચ બહેનો બોલે-આવો-આવો નું ગીત ગાવું.

આવો આવો દેવ, મારા સુનાં સુનાં દ્વાર, મારા આંગણા સુનાં.
રોતી રોતી ચંદનબાળા વિનવે છે આજ...
મારા પગમાં બેડી, માથે મુંડી, આંખે આંસુધાર,
ઉપવાસી ત્રણ ત્રણ દિનની, મુખે ગણે નવકાર...મારા.

( ભગવાન પધારી બાકુલા વહોરી જાય છે ) એ બહેનો સાથે કહે છે. બોલો. શાસન નાયક મહાવીરસ્વામી કી જય.

( હવે ચંદનની બેડી તૂટી જાય છે. સોના મહોરોનો વરસાદ થાય છે )

એકબહેન–ધન્ય હો સતી શીરોમણી ચંદનબાળાને, જેના હાથે ભગવાનની તપશ્ચર્યાનું પારણું થયું ! અને અભિગ્રહ પુરો થયો. ચંદનબાળાએ પોતાનું જીવન સફળ કર્યું. પૂજ્ય માતાઓ અને બહેનો, સતી ચંદનબાળાના જીવનમાંથી સહનશીલતાના–સદાચારના અને ક્ષમાના પાઠ શીખો! જીનેશ્વરના શાસન પ્રત્યે અડગ શ્રદ્ધા રાખો, નવકારમંત્ર એ તરણ તારણ મંત્ર છે તેનો જાપ કરો. સતીના જીવનમાથી બોધ લો. આપણી બહેનોને પણ સતી ચંદનબાળા જેવી બનવાની શાસનનાયક શક્તિ આપો.

**બોલો સતી ચંદનબાળા કી જય!**

( ભાવસાર પોપટલાલ હરગોવિંદદાસ પાટણ )

---

# (૧૭) સતી શિરોમણી સુભદ્રા

( ભાવસાર પોપટલાલ હરગોવનદાસ–પાટણ )

પાત્રો–જીનમતિ, સુભદ્રા, સાસુ, નણંદ, દેવી, મહારાણી, દાસી,

જીનમતિ–મારા સંભાગ્ય છે કે હુ એક આદર્શ પુત્રીની માતા બની છુ. ખરેખર જીનેશ્વરના પ્રરુપિત ધર્મ પરની શ્રદ્ધા, દેવગુરુ અને શાસનની ભક્તિ એ શ્રાવક માત્રનો પ્રથમ ધર્મ છે મારા પતિ જૈનધર્મમાં કેટલી શ્રદ્ધા ધરાવે છે ! મારે માટે તો આ જૈન–ધર્મ એજ માત્ર આરાધ્ય છે વીરશાસનના પ્રરુપિધર્મની મહત્તા, વીરનો બતાવેલો માર્ગ, એ ત્રિકાળ સત્ય પરિપૂર્ણ છે, તે માર્ગે ચાલી અનેક જીવોએ પોતાના માનવ જીવનની સાર્થકતા કરી છે આ પ્રથમ

કાળમાં જીનેશ્વર ભગવાનની વાણીરૂપી નવકારમંત્ર સંસારમાંથી પાર ઉતારનાર છે. જીનેશ્વરે બતાવેલો અહિંસાધર્મ એટલે સુખ અને કલ્યાણનો માર્ગ. મારી આ પુત્રી સુભદ્રામાં પણ જૈન ધર્મની સાચી શ્રદ્ધા અને વીરના સિદ્ધાંતો પ્રત્યેનો અડગ વિશ્વાસ દેખાય છે. આવી આદર્શ પુત્રીની માતા થવું એ પણ અનંત પુણ્યના ઉદયનું જ ફળ છે. કેમ બેટા સુભદ્રા, તું શું વિચારી રહી છે?

સુભદ્રા—માતાજી પ્રણામ! આજે શાંતિપૂર્વક હું બેઠી બેઠી વિચારતી હતી કે આ સંસારમાં માણસને પોતાના કરેલાં કર્મનું ફળ અવશ્ય ભોગવવું પડે છે. શુભ અને અશુભ પોતાના કર્મથીજ થાય છે. સંસારમાં આપણે જોઈએ છીએ કે કુવાને ખોદનાર નીચે જાય છે અને મહેલનો બનાવનાર ઉંચે ઉંચે ચઢતો જાય છે એટલે સુખ અને દુઃખ તેમજ શુભ અને અશુભ પોતાના કર્મથી જ થાય છે. માતાજી! સંસારના જીવો શા માટે અશુભ કર્મ કરતા હશે?

જીનમતિ—બેટા! સંસારના જીવો અજ્ઞાનતાને કારણે જ ખરાબ કર્મો કરે છે અને દુર્ગતિમાં પડે છે. બેટા, તારી આ નાની ઉંમરમાં તારો ધર્મ પ્રત્યેની શ્રદ્ધા જોઈ મને ઘણોજ આનંદ થાય છે. બેટા, જીવનમાં જીનેશ્વરે બતાવેલા ધર્મ ઉપર શ્રદ્ધા રાખજે, પ્રાણીમાત્રને આત્માસમાન ગણજે, શિયળ એજ આર્યનારીનું ભૂષણ છે એ જીવનનો મંત્ર ધ્યાનમાં રાખજે. સત્ય, સંયમ, સેવા અને સાદગી એ સતી સ્ત્રીઓનાં સાચા આભુષણો છે. જીનેશ્વર પ્રરૂપીત ધર્મ ઉપર અડગ શ્રદ્ધા અને પ્રેમ રાખવાથી બેટા તારૂં જીવન ઉન્નત થશે. બેટા! તું પિતાના કુળને અને સસરાના કુળને અજવાળજે અને જીનેશ્વર પ્રરૂપીત ધર્મનો મહિમા વધારજે, મારી એજ શુભેચ્છા છે, મીઠાં આશિર્વાદ છે. આર્ય જનેતા પોતાની આદર્શ પુત્રીને બીજો કિંમતી વારસો શું આપે?

સુભદ્રા—માતાજી! આપની આ પુત્રી આપના વચનને અનુ-

સરનાર થાય, તમારા આશિર્વાદ સફળ થાય. માતાજી, મારું જીવન ઉજ્જવલ બનાવવા હું જીનેશ્વરે બતાવેલ ધર્મને માર્ગે ચાલીશ. વળી ભલા, જીનદાસ શેઠ અને જીનમતિ માતાની પુત્રી શા માટે આદર્શ ન બને ? માતા અને પિતાનો સંસ્કાર વારસો પુત્ર, પુત્રીમાં આવે છે. આદર્શ માતા પિતાના સંતાન જરૂર આદર્શ હોય છે ( સુભદ્રા ચાલી જાય છે )

જીનમતિ—(એકલી) મારી આ સંસ્કારી અને સુશીલ પુત્રી સુભદ્રા ઉંમર લાયક થઈ છે ! શેઠ વેવિશાળ માટે પ્રયત્ન કરે છે. પેલો બુદ્ધદાસ યોગ્ય માણુસ છે, પણ તે બુદ્ધ ધર્મી છે. તે માગુ કરે છે. જૈન ધર્મની કન્યા બૌદ્ધ ધર્મીને આપીને શા માટે કલંક લગાડવું જોઈએ ? જો કે બુદ્ધદાસે બૌદ્ધધર્મ છોડી જૈનધર્મ અંગીકાર કરવાનુ કહ્યું છે સાભળીવા મુજબ તે જૈન ધર્મી બની પણ ગયો છે. તો પછી બુદ્ધદાસની માગણી કબુલ રાખી સુસદ્રાના લગ્ન કરવામાં શી હરકત છે!

*( લગ્ન થાય છે અને સુભદ્રા સાસરે જાય છે. )*

સુભદ્રા—માતાજી જયજીનેન્દ્ર! આપની સેવામા આ સુભદ્રા વંદન પાઠવે છે. (નણંદને) બેન બા જયજીનેન્દ્ર!

સાસુ—અરે ! આ શું ધતીંગ ! જયજીનેન્દ્ર કરવાની નવી રીત કયાથી આવી પડી ? મારા ઘરમાં જૈનધર્મ નહિ જોઈએ, ભગવાન બુધ્ધે પ્રરૂપેલ બૌદ્ધધર્મ જ મારા ઘરમા તો છે અરે! સમજી સુભદ્રા, મારા ઘરમાં તો બુદ્ધ પ્રભુને વંદણા કરવાની–અહિંતો **બુધ્ધં શરણં ગચ્છામિ, સર્વ શરણ ગચ્છામિ, ધર્મં શરણમ્ ગચ્છામિ.** બસ એજ અમારો મંત્ર છે. એજ આરાધના અમારા ઘરમાં જોઈએ. માટે જો તારું ભલું ઇચ્છની હોય તો પ્રભુ બુદ્ધની સેવા ભક્તિ કરતી થઇ જા

નણંદ—હા, ભાભી, તમારા માટે કાંઈ અમારા કુળ વેગી નંખાય છે! તમારે પણ બૌદ્ધ ધર્મનું પાલન કરવાનુ આ નવકાર

આ સામાયિક, એ બધા ધતીંગ અમારા ઘરમાં નહિ ચાલે, સમજ્યાને?

સુભદ્રા—હે પ્રભુ! મારા પ્રાણ જાય તો કુરબાન, પણ મારે તો જીનેશ્વર પ્રરૂપીતધર્મ, સાચા ગુરૂ અને દેવ એ ત્રણ તત્વજ મારા જીવનના મંત્ર છે. જેમ એ લોકો પોતાનો ધર્મ છોડતા નથી તો મારે પણ મારો ધર્મ શા માટે છોડવો જોઇએ? ગમે તે થાય, ચાહેતો ધર્મની ખાતર પ્રાણ ભલે જાય પણ મારા માટે તો જીનેશ્વર પ્રરૂપીત ધર્મ એ મારો પ્રાણ છે. એ ધર્મને છોડવો એટલે પ્રાણ છોડવા કરતાં પણ કઠણ છે. એ ધર્મના સત્યના સિદ્ધાંતો, એ મારા જીવનની સફળતાના અંગો છે. હે જીનેશ્વર દેવ! મારાધર્મ પ્રત્યે મને અટગ રાખજે, આ સતિની રક્ષા કરજે, મારી લાજ આ સમયે આપને જ હાથ છે.

સાસુ–અરે બેટી! આ સુભદ્રાએ તો હદ કરી છે. આખો દિવસ નવકારમંત્રના જાપ, જીનેશ્વરનું સ્મરણ, જૈન સાધુ સંતોની સેવા, સુત્રોનું વાંચન વિગેરે કર્યા કરે છે. ખરેખર એને માટે કોઈ રસ્તો કાઢી એને જૈનધર્મ છોડાવવો જોઈએ.

નણંદ–હા માતાજી! હમણાં જ જૈન સાધુ સુભદ્રાને હાથે આહાર પાણી વહોરી બહાર ગયા છે. સાધુની આંખમાં કણું પડેલ તે સુભદ્રાએ કાઢેલ છે, મેં બરાબર જોયું છે. આપણે એ વાત આડીરીતે બુદ્ધદાસભાઇને સમજાવીને રસ્તો કાઢવો જોઇએ. બુદ્ધદાસને કહેવું જોઈએ કે તારી પત્ની ઢોંગી છે, ધુતારી છે, નવકારનો જાપ કરે છે, બહારથી સદાચારી હોવાનો દાવો કરે છે અને આ રીતે જૈનસંતોની સાથે વર્તે છે. હવે આપણા પાસા પોબાર! એ નિર્લજ્જને પણ ખબર પડી જશે કે મારા સાસુ અને નણંદ કહે છે તેમજ કરવું જોઇએ.

સાસુ–હા બેટા! તારી વાત યોગ્ય છે. ભાઇ ભોળો છે એટલે તું આ બધું બતાવી દે, ભાઇને એવી રીતે સમજાવી દે કે ભાઈ એને

સાફસાફ કહી દે કે મારા ઘરમાં તારૂં સ્થાન નથી એ સુભદ્રા પણ જોઇલે કે એના નવકાર અને એના જીનભગવાન કેવા કામ આવે છે! (બુદ્ધદાસના કાન ભભેરી નણંદ આવે છે)

નણંદ–આ! મારા કામમાં મને ફતેહ મળી છે મારી વાત ઉપર ભાઈએ વિશ્વાસ કરી દીધો છે સુભદ્રાને ભાઈએ સાફસાફ સમજાવી દીધું છે કે મારા ઘરમાં આ નવકાર અને જીનેશ્વર દેવ ન જોઈએ.

સાસુ–વાહ બેટા વાહ! તેં બહુ સારૂં કામ કર્યું. તારા જેવી દિકરીથી માતાને કેમ આનંદ ન થાય (સાસુના ઘરની દાસી) અરે! આ બુદ્ધદાસની મા અને બેન આ શું કરી રહ્યા છે? એક સતીને છંછેડી રહ્યા છે. દેવીની અશાતના કરી રહ્યા છે. હુ એક નાની સરખી દાસી સુભદ્રાને કેવી રીતે મદદ કરી શકુ? ચાલ સુભદ્રા પાસે જઈને બધી વાત કરીએ સુભદ્રા ચેતીને રસ્તો કાઢશે અથવા નવકાર અને જીનેશ્વરનુ સ્મરણ છોડી બૌદ્ધધર્મ પાળશે.

(દાસી સુભદ્રા પાસે જાય છે)

દાસી–જુઓ બેન! માતાજી અને બેનબા તમારા ઉપર ખોટો આરોપ મૂકી તમોને હેરાન કરવા માગે છે. બુદ્ધદાસના કાન ભભેરી તમને હેરાન કરવાનું કાવતરૂં રચી નાખ્યું છે (દાસી રડે છે)

સુભદ્રા–દાસી ગભરાઈશ નહિ. સતી સ્ત્રીઓને રક્ષણ કરનાર જૈનધર્મ, નવકારમંત્ર, જીનેશ્વર દેવ, સર્વત્ર હાજર જ છે. સતીની પરીક્ષા તો બેન દુ:ખમાં જ છે. નમો અરિહંતાણં. (પાંચ નવકાર બોલે છે) અરે જીનેશ્વર દેવ! તમારૂં એક જ સાચું શરણ છે. મારી માતાએ મને જીનેશ્વરનું સ્મરણ અને જૈન ધર્મની શ્રદ્ધા એ કરીયાવરમાં આપ્યો છે અને એજ સાચો કરીયાવર છે. આજની માતાઓ દાગીના અને વસ્ત્રો કરીયાવરમાં આપે છે તે સાચો કરીયાવર નથી સાચો કરીયાવર એટલે જીનેશ્વરનો સદાચારી, સંયમી અને સેવાભાવી થવામાં મદદ કરે છે. ધર્મ ઉપર દૃઢ કરે છે. મારી સાસુ, મારી નણંદ

એ બંનેના કઠોર વચનો મેં સહન કર્યા છે અને મારે પણ સહન કર્યા છે પણ આજે તો મારા પતિ પણ મારી વિરૂદ્ધ થઇ ગયા છે. અરેખર જીનેશ્વરદેવ સતીના શિયળની રક્ષા કરે, મારા ઉપર આવેલા ખોટા આરોપમાંથી મને મુક્ત કરે. (સ્વર્ગમાં પડદા પાછળ)

દેવી–અરે પ્રભુ! મૃત્યુલોકમાં પણ આજે સારી સ્ત્રી પર આરોપ મૂકી સતીના મહિમાને કચડવાનો પ્રયાસ થઇ રહ્યો છે. હે પ્રભુ! સુભદ્રાની રક્ષા માટે નહિ પણ સતીમાત્રના શિયળની રક્ષા માટે તમે આ સતી સુભદ્રાને મદદ કરો. સતી સુભદ્રાના શિયળનો મહિમા સર્વત્ર ફેલાવી દો. (ચંપાનગરીના દરવાજા બંધ થયા)

દાસી–અરે મહારાણી! મહારાજા બહાર યાત્રાએ ગયા છે અને નગરનાં દરવાજા ચારે બાજુ આજે બંધ છે. ખૂબ પ્રયાસ કરવા છતાં પણ ઊઘડતાં નથી આજે ખરેખર ચંપાનગરી ઉપર પ્રભુનો કોપ થયો છે. આપ કોઈ રસ્તો કાઢો.

મહારાણી–અરે દાસી, શું કહે છે? ચંપાનગરીના દરવાજા બંધ છે? કેમેકરી ખુલતા જ નથી? હવે શો ઉપાય કરવો? મહારાજા પણ બહાર છે. કોઈ રસ્તો છે ખરો? (સ્વર્ગના પડદા પાછળ)

દેવી–આ ચંપાનગરીના દરવાજા કોઇ સાચી સતી સુતરના તાંતણે ચારણી બાંધી કુવામાંથી પાણી કાઢી નગરીના દરવાજાને છાંટેતો દરવાજા ખુલશે, સાચી સતીની કદર કરતાં ચંપાપૂરીની જનતા શીખે. મહારાણી પોતાના રાજ્યની મહાન સતીને ઓળખે. શિયળનો મહિમા વધે, જૈન ધર્મનો જય જયકાર થાય.

મહારાણી–અરે! આ કોણ બોલી રહ્યું છે? જરૂર મારા નગરમાં એક સતીનું જીવન દુઃખમાં છે. તેના શિયળ ઉપર આજે આરોપ છે. એ સતી આજે પોતાના સતની પરિક્ષા આપી શિયળનો મહિમા વધારવાની છે. દાસી! જા શહેરમાં અને ઢંઢેરો પીટાવી દે કે જે કોઇ સ્ત્રી સાચી હોય, સદાચારી હોય, શિયળવંતી હોય તે બહાર આવે,

કાચા સૂતરને તાતણે ચારણીમાં પાણી સીંચે, નગરના દરવાજા ખોલે અને પોતાનું સતીપણું સાબીત કરે.

દાસી–મહારાણીજી ઢંઢેરો પીટાઈ ગયો છે. હજુ સુધી કોઈ તૈયાર થયેલ નથી. અરે શું આપણા નગરમાં કોઈ સાચી સતી જેણે મન–વચન–કાયાએ કરી શિયળની રક્ષા કરી હોય તેવી નથી? અફસોસ! અફસોસ! — (સુભદ્રા સાસુ પાસે રજા માગે છે)

સુભદ્રા–માતાજી! હું નગરના દરવાજા ખોલવા ઈચ્છું છું. આપ આજ્ઞા આપો મારે મારા શિયળની પરિક્ષા આપવી છે. સતીનો મહિમા જગતને બતાવવો છે. સંસારમાં હજુ પણ સતીઓ છે એ બતાવવું છે

સાસુ–જા-જા–સતીની દિકરી? તું પણ ખોલ દરવાજા, તારા શિયળની પણ પરિક્ષા થઈ જાય. અને તારા પતિનો પણ ભરમ ભાગી જાય.

નણંદ–હા–હા–બા જવાદો એ કુલટાને, જા બાઈજા, સતીની દિકરી થઈ પડી છે તો જોઇએ! (સુભદ્રા નવકારમંત્ર બોલે છે)

સુભદ્રા–માતાજી પ્રણામ! હું જાઉં છું. કુવા ઉપર જઈ ચારણીથી પાણી કાઢી નગરના ત્રણ દરવાજાને છાંટી દરવાજા ખોલે છે. (બોલો સતી સુભદ્રા દેવી કી જય)

મહારાણી–અરે સુભદ્રાજી ધન્ય છે તમને! તમે મારા નગરની આબરૂ સાચવી છે. મારા નગરમા એકપણ સાચી સતી નિકળી નહોત તો મારૂં અને રાજ્યનું નાક કપાઇ જાત! વારૂ, તમે આ એક દરવાજો શા માટે બંધ રાખ્યો છે?

સુભદ્રા–મહારાણી સાહેબ, હવે કોઈ બીજી સતી આવે ને એક દરવાજો ખોલી દેવા તૈયાર હોય તો આ દરવાજો તેના માટે છે.

મહારાણી–દાસી! છે કોઈ તૈયાર! દાસી—ના બાઈ સાહેબ.

મહારાણી–તમે જ આ દરવાજો પણ ખોલો–(સુભદ્રા પાણી

બાંદી દરવાજે બોલે, છે ) (સ્વર્ગમાં દેવ ) બોલો સતી સુભદ્રા દેવી કી જય !

સાસુ-માફ કરજે સતી, હું તમોને ઓળખી શકી ન હતી. તમોને અનેક કષ્ટો આપ્યા તે બદલ માફી માંગું છું.

નણંદ-ભાભી, હું પણ માફી માંગું છું.

સુભદ્રા-માતાજી ! તમારો કાંઈપણ વાંક નથી, તમો તો મારા પરમ ઉપકારી છો. તમારા નિમિત્તે અને એનના નિમિત્તે મારા શિયળની પરિક્ષા થઇ તેમાંથી હું પાર ઉતરી. મારી માતાના કહેવા પ્રમાણે જૈનધર્મ, નવકારમંત્ર અને જીનેશ્વર દેવનો વિજયધ્વજ ફરકાવ્યો છે. અને મારી માતાના આશીર્વાદ પ્રમાણે મારા પિતાના કુળની ને સસરાના કુળની આબરૂ વધી છે. બોલો જૈનધર્મ કી જય ! સતી સુભદ્રા કી જય !

---

# (૧૮) સતી સીતાનો સંવાદ

( પોપટલાલ હરગોવનદાસ ભાવસાર-પાટણ )

પાત્રો-સીતા-દાસી-મંદોદરી

સીતા-અરે ? જનકરાયની પુત્રી અને દશરથરાજાની પુત્રવધૂ, મારી આજે આ દશા ! અરે ! શા માટે મેં સોનાનો મૃગ લેવાની હઠ કરી, લોભનું ફળ આજે આ આવી પડયું. મેં એ પણ ન વિચાર્યું કે સોનાનો મૃગ "ન ભુતો ન ભવિષ્યતિ" ન થયો ન થશે. એર કરેલી ભૂલનું પરિણામ ભોગવવુંજ રહ્યું-( દાસી આવે છે )

દાસી-દેવીસીતા ! શો વિચાર કરી રહ્યા છો ? પંચવટીમાં જંગલમાં રહેવા કરતાં રાજા-રાવણનો મહેલ શો ખરાબ છે ? વળી મહારાજારાવણ તમારા માટે જે કહો તે કરવા તૈયાર છે, શા માટે ચિંતા કરો છો ?

સીતા—દાસી, રાજા રાવણનો મહેલ મારા માટે સ્મશાન સમાન છે, પંચવટીની ઝુંપડીમાં પતિ સાથે રહેવામાં જે સુખ હતું તેતો અયોધ્યાના મહેલ કરતા પણ વધારે હતું, તારો રાવણ શિયળનું મૂલ્ય સમજ્યો નથી ખેર! મારાનિમિત્તે રાક્ષસોની અને તેની નગરી લંકાનો નાશ થશે. વિશ્વ ઉપરથી પાપીઓનો પ્રલય થશે, રાજા રામ અને દેવર લક્ષ્મણનો જય જયકાર થશે, વિશ્વને એક શિખામણ મલશે કે સતી સ્ત્રીને દુ:ખ આપવાનું પરિણામ શુ આવે છે?

દાસી—દેવી! શા માટે અભિમાનમાં ચકચુર બની રહ્યા છો? જો રાજા રામ અને લક્ષ્મણમાં શક્તિ હોત તો રાજા રાવણ તમને અહિં લાવી શકત જ નહિ. વળી અહિં આવ્યા પણ કેટલા દિવસ થયા, તમારી ખબર પણ લીધી નથી દેવી! નકામી હઠ શા માટે કરો છો? રાજારાવણ સાથે વેર કરવું એટલે સર્વ નાશ નોતરવા બરાબર છે સમજ્યાને?

સીતા—દાસી તું ભુલે છે, રાજારામ અને લક્ષ્મણને છેતરીને રાવણ, મને અહિં હરી લાવ્યો છે, ભિખારીના વેશે મને પણ છેતરી છે. દાસી કહે તો ખરી કે એક અબળાને પતિની ગેરહાજરીમાં પણ ભિખારીના વેશે છેતરીને લાવવી તેમાં કાંઇ બહાદુરી નથી. રાજરાવણને કહેજે કે અગ્નિને અડનારનો હાથ દાઝ્યા વિના રહેતો જ નથી. સતી સ્ત્રી સદા અગ્નિ જેવી છે.

દાસી—દેવી સીતા તમારી નિડરતાને તથા પતિ—પરાયણતાને જોઇને મને આનંદ થાય છે. ખરેખર સતી સીતા ભારતના અને વિશ્વના ઇતિહાસમાં સદાને માટે અમર બની રહેશે. દેવી! એક દાસી તરીકે આ પેટને માટે રાવણની આજ્ઞા સંભળાવવા આવી હતી, મારો કાંઇ વાંક નથી, મને માફ કરજો.

સીતા—બહેન, તું જરાપણ ગભરાઇશ નહિ, તારો વાંક નથી. જ્યારે સમય મળે ત્યારે ભગવાન રામનું સ્મરણ કરજે, સત્યને માર્ગે રહેજે (દાસી જાય છે)

બીજી. દાસી–મહારાણી, એક નવા સમાચાર છે, કહેતાં જીભ ઉપડતી નથી, કહ્યા વિના ચાલે તેમ નથી–મહા અનર્થ થઈ રહ્યો છે. આપના ઉપર દુઃખનું વાદળ તુટી પડ્યું છે.

મહારાણી–શું કહ્યું ?

મંદોદરી–દાસી કહેવું હોય તે ખુશીથી કહે, ગભરાઇશ નહિ, રાજા રાવણની રાણી મંદોદરીને શાનો ભય! શું દુઃખ! જલ્દી કહે, શું છે!

દાસી–મહારાણીજી! રાજારાવણ જ આપનું દુઃખ ઉભું કરી રહ્યા છે. રામની સ્ત્રી સીતાને પંચવટીમાંથી હરી લાવ્યા છે. અને હમણાં જ તેને મનાવવા માટે દાસીની સાથે સંદેશો મોકલ્યો છે. સીતાને મહારાણી બનાવવાની છે. દેવી ગજબ થઇ રહ્યો છે, દેવી ગજબ થઇ રહ્યો છે. આપનું શું થશે!

મંદોદરી–દાસી ગભરાઈશ નહિં. સતી સીતાને તું જાણતી નથી. પતિને માટે ચૌદવર્ષ સુધી અયોધ્યાના મહેલને છોડી વનમાં રહેવા માટે ચાલી નીકળી હતી. રામે સમજાવવા છતાં પણ તે દેવી પતિથી છૂટી પડવા તૈયાર ન હતી. સતી સીતા મારા દુઃખનું કારણ નહિં બને. અગ્નિને કોણ અડી શકવાનું છે અને જો તેમ છતાં અડવા પ્રયત્ન કરશે તો સર્વ નાશને નોતરશે.

દાસી–મહારાણી, આપને ખબર આપવી એ મારી ફરજ હતી. હવે આપને યોગ્ય લાગે તેમ કરી શકો છો. (દાસી જાય છે.)
(મંદોદરી સીતા પાસે આવે છે)

મંદોદરી– દેવી સીતા, નમસ્કાર! આપને ભગવાન રામથી છૂટી પડેલી અને દુઃખી જોઈ મને ઘણુંજ દુઃખ થાય છે. ખરેખર આજે રાવણની બુદ્ધિ હણાઇ ગઈ છે. એક સતી સ્ત્રીની સાથે રમત રમવાનું ભયંકર પરિણામ તે જાણતા નથી. દેવી નમસ્કાર. આ દાસીના જેવું કાંઈ કામકાજ હોય તો જણાવો.

સીતા–બ્હેન તમે કોણ છો ! મને જણાવશો ખરા ! મારી ચિંતા ન કરો સત્યનો સદા જય થાય છે અને થશે. મને જરા પણ દુઃખ નથી પણ શિયળનો મહિમા સમજાવવાનો એક અમુલ્ય અવસર મને મળ્યો છે. મારો વાળપણ વાંકો કરવાની રાજારાવણની શક્તિ નથી.

મંદોદરી–હું. ! હું છું–પાપી રાવણની સ્ત્રી મંદોદરી. આજે એના ખરાબ કાર્યને માટે હું બળી રહી છું. દેવી મારો કાંઈ વાંક નથી.

સીતા–બ્હેન ગભરાઇશ નહિ. બધું સારૂં થઈ રહેશે. ( મંદોદરી જાય છે )

દાસી–દેવી ! સંસારને તમારા જીવન ઉપરથી જણાશે કે સતી સ્ત્રીઓ શીયળની રક્ષા માટે કેટલા દુઃખ સહન કરે છે ! સંસાર એ પણ જાણશે કે સતી સ્ત્રીને છંછેરવાથી રાવણની શી દશા થઇ અને રાક્ષસોને તેમજ લંકા નગરીનો નાશ તે સતી સ્ત્રીઓને છંછેડવાનો બદલો મળશે.

સીતા–દાસી ! મારૂં આ દુઃખ જગતની સ્ત્રીઓને શિયળનો મહિમા બતાવવા માટેજ નહિં હોય તેની શી ખાતરી ! મારા શિયળની પરીક્ષા ન હોય તેની શી ખાતરી ! બ્હેન યાદ રાખજે સત્યનો સદા જય છે—ચાલો જયજીનેન્દ્ર !

---

# (૧૯) ભૃગુ પુરોહિત અને જશાનો સંવાદ

(પોપટલાલ કરશોવનદાસ ખાવસાર–પાટણ)

પાત્રો–ભૃગુ પુરોહિત, જશા, જશોભદ્ર, દેવભદ્ર, સેવક, ઈક્ષુકારરાજા કમળારાણી.

ભૃગુ પુરોહિત–જશા ! તું આ બંને બાળકોને સાચવજે, મારે આજે જરૂરી કામ હોવાથી આવવાનું કદાચ મોડું થાય માટે બાળકોને ક્યાંય જવા દેતી નહિ.

જશા-વારૂ ! પરંતુ આપણે બ્રહ્મપુરીમાં રહેવા આવ્યા ત્યારથી બાળકો અકળાઈ ગયા છે, આજે નગરમાં મેળો છે, તો બાળકોને જોવા લઇ જવતો સારૂં.

ભગુ-આવો ત્યારે, સારૂં થયું તમે યાદ કરાવ્યું. મને તો સારા કામમાં કંઇ સાંભળેલું ન હતું.

જશા-ઓ દેવભદ્ર, ઓ જશોભદ્ર, (બન્ને બાળકો આવે છે) ભાઈઓ, આજે નગરમાં મેળો છે તો તમારા પિતા સાથે જવું છે ને ?

દેવભદ્ર-હા, બા જવું છે. જશોભદ્ર-પણ બા,-ત્યાં બીક તો નથી ને ?

જશા-નારે ભાઈના, પરંતુ એટલું ધ્યાનમાં રાખજો કે જૈનના સાધુ-સફેદ કપડાં પહેર્યાં હોય, મોઢે કપડું બાંધ્યું હોય, હાથમાં પૂંજણી હોય તેઓની પાસે જશો નહિ.

દેવભદ્ર-કેમ બા, ના જવાય ?

જશા-ભાઇઓ, તેઓ નાના બાળકોને જુએ કે તરત ઉપાડી જાય, ને તેમની પાસે મોટા મોટા છરી ચપ્પા હોય તેનાથી મારી નાખે માટે જશો નહિ...હો.

જશોભદ્ર-સારૂં બા નહિ જઈએ. (બાળકો અને ભગુ જાય છે)

જશા-અરેરે ? લાવ જલ્દી રસોઇ બનાવી દઉં, બાળકો ભૂખ્યાં થઈ ને આવશે, માટે આજે લાડુ બનાવું. (મેળો જોઇ ને ભગુ તથા બાળકો પાછા વળતાં રસ્તામાં ભગુ કહે છે)

ભગુ-ભાઇઓ જાઓ, સામેજ આપણું ગામ છે. તમે જશોને ? મારે જરા રાજ્યમાં કામ છે. હું પછી આવીશ.

દેવભદ્ર-હા, અમે જઈશુ, તમે તમારૂં કામ પતાવીને આવજો (ભગુ જાય છે)

જશોભદ્ર-અરે આ શું ? પેલા સાધુ આવે છે. આપણને

જરૂર પકડીને લઈ જશે.

દેવભદ્ર–ચાલો આપણે તે મુનિ પાસે જઈ સાચી વાત જાણીએ. (બન્ને મુનિ પાસે આવે છે)

જશોભદ્ર–હે મહાવીરના સેવકો, તમે અમને મારશો?

મુનિનો સેવક-ભાઈઓ! અમારા મુનિઓ છ યે કાયના જીવોની રક્ષાવાળા છે. કોઈને પણ તેઓ મારતા નથી તો તમને શા માટે મારે?

દેવભદ્ર–તેઓ એમની ઝોળીમાં શું રાખે છે?

સેવક–હું જૈન શાસનનો સેવક છું, મારા મુનિવરોની ઝોળીમાં તેમને ખાવા માટે કાષ્ટના પાત્ર હોય છે, પહેરવાને બે ચાર જોડ કપડાં હોય ભણવાના પુસ્તકો હોય, તે સિવાય કોઈજ ચીજ હોય નહિ.

જશોભદ્ર-તેઓ મોઢે શું બાંધે છે?

સેવક—ભાઈઓ, તે મુહપત્તી કહેવાય છે, વાયુકાયના જીવો ન હણાય, બોલતાં ભાષાસમિતી સચવાય, માટે બાંધવાની જરૂર છે.

દેવભદ્ર-તેઓ આપણને કાંઈ આપે?

સેવક—હા, વ્રત નિયમ આપે ને ગમે તેટલું દુઃખ પડેતો પણ વ્રત ભાગે નહિ તો મોક્ષરૂપી ધામમાં પણ પહોંચી શકાય છે.

જશોભદ્ર—તો આજથી જીંદગીભર રાત્રે ન ખાવાનો નિયમ અમારે લેવો છે.

સેવક—વારૂ બાળકો, "અપ્પાણં વોસીરામિ" (સેવક જાય છે) (બાળકો ઘરે આવે છે)

જશા–અરે ભાઈઓ, કેમ મોડું થયું? ચાલો જલ્દી નાહીને જમવા બેસી જાવ.

દેવભદ્ર—હમારે રાત્રે જમવું નથી માતાજી, અમે બન્ને ભાઈઓએ જૈન ધર્મની આજ્ઞા સ્વીકારી છે. રાત્રીભોજન બંધ કર્યું છે. (પુરોહિત આવે છે)

જશા—ગજબ થયો. હવે આ બાળકો હાથથી ગયા, જરૂર દિક્ષા લેશે. બાળકો જમતા નથી એટલે મારે પણ જમવું નથી. તમારે કેમ છે? (મારે જમવું નથી. પુરોહિત કહે છે)

ભ્રગુ—ભાઈઓ, ઉઠો, સવાર થયું. રાતના ભૂખ્યા છો. જલ્દી નાહી પરવારીને જમવા બેસો. લાડુ તૈયાર છે.

દેવભદ્ર—(હાથમાં લાડુ લઈ બતાવે છે) માતાજી આ શું? અંદર સર્પના કકડા છે.

જશોભદ્ર—માતાજી! આ જૈન ધર્મના એક નાના પચ્ચખાણે આપણને બચાવ્યા છે. તે મુનિ થવાથી સર્વ દુઃખ મટી જાય છે તે સત્ય છે.

ભ્રગુ—ભાઇ, એવું કાંઈ નથી. કુદરતે આપણને બચાવ્યા છે.

દેવભદ્ર—નહિ-નહિ અમને રજા આપો. અમારે તો એજ ધર્મ સ્વીકારી દીક્ષા અંગીકાર કરવી છે.

જશા—બાળકો, આટલી નાની ઉંમરમાં દિક્ષાની વાત હોય જ નહિ.

જશોભદ્ર—માતાજી! આયુષ્ય ક્ષણ ભંગુર છે તે ક્યારે પુરૂં થશે તેની ખબર નથી માટે જલ્દી રજા આપો.

ભ્રગુ—વેદાન્તમાં કહ્યું છે કે જેને પુત્ર ન હોય તેને મોક્ષ મળતું જ નથી. માટે લગ્ન કરો ને તમારે ઘેર દિકરો થાય પછી દિક્ષા લેજો.

દેવભદ્ર-તમને ખબર છે કે અમારૂં આયુષ્ય તમારા જેટલું લાંબુ છે, તે કોણ કહી શકે છે?

ભ્રગુ—ભાઇઓ, આપણે ત્યાં ઘણોજ પૈસો છે તે વાપરીને પછી દિક્ષા લેજો.

જશોભદ્ર-લક્ષ્મી ચંચળ છે, આજે છે કાલે નથી, તેનું કેમ?

જશા—ભાઇઓ તમારા જવાથી ઘડપણમાં અમારી સેવા–

ચાકરી કોણ કરશે? પહેલાં મા બાપની સેવા કરો, પછી જજો.

દેવભદ્ર-માતાજી! તમારા પહેલાં અમારૂં આયુષ્ય પૂર્ણ નહિ થાય તેની ખાત્રી શું? થોડા કાળનું સુખ ને અનંત કાળનું દુઃખ છે, તે ભુલશો નહિ.

ભદ્રા-વીરાઓ! થોડો વખત થોભી જાઓ, અને સંસારના વૈભવ વિલાસને ભોગવીને પછી દિક્ષા લેજો.

જશોભદ્ર-જે જીવોને મૃત્યુની સાથે મિત્રતા હોય, જેઓ જાણતા હોય કે અમારે કોઈ વખત જવાનું જ નથી તેઓજ આ અસાર-સંસારના નાશવંત સુખોને ઇચ્છે.

જશા-(ભદ્રાને) અરે દેવની વાણી ખાલી ન જાય. હવે રજા આપો-આપણે બન્નેજણા સંસારના સુખો ભોગવીશું.

ભદ્રા-અરે મુર્ખી! કલેશપાકુંવર જેવા આપણા બન્ને બાળકો સંસાર અસાર જાણી, લક્ષ્મી નાશવંત જાણી, આયુષ્ય ક્ષણભંગુર-જાણી દિક્ષા લે છે તો મારે તેમની સાથે જવું છે.

જશા-અરે! એમ તે હોય! પછી મારૂં શું?

ભદ્રા-તારો ને મારો એક બીજાનો વિયોગ તો મોડો વહેલો જરૂર થવાનો જ છે તો છતી શક્તિએ શા માટે ન છોડવું?

જશા-એવું નહિ બને, હું તમને જવા નહિ દઉં. સમજ્યા?

ભદ્રા-સ્વાર્થી દુનિયાતો જુઓ, મારી હયાતીનો વિયોગ સારૂ છે, જવાની ના કહે છે અને તેઓ જ મારા મૃત્યુ બાદ 'જલદી ઉપાડો' એમજ કહેવાના, કેટલો સ્વાર્થ!

જશા-ચાલો ત્યારે આપણે બધા જ સાથે નીકળીએ, પરંતુ આ લક્ષ્મીનું શું?

ભદ્રા-જ્યાંથી આવી છે, ત્યાં પાછી જશે. પરિગ્રહના પાપમાંથી છુટવાનું.

જશા-વારૂ ત્યારે.

ભગુ— (રાજા પાસે આવીને હાથ જોડી કહે છે.) રાજન ! હું; જશા અને મારા બન્ને બાળકો પ્રભુ મહાવીરના પંથે જવા ઇચ્છીએ છીએ માટે તમારે લક્ષ્મીની જે વ્યવસ્થા કરવી હોય તે કરજો.

કમળારાણી–દાસી ! આજે શું નગરમાં કાંઇ ધમાલ છે ?

દાસી–નારે. બાઈજી, કાંઇ નથી.

રાણી– અરે દાસી, તું જો તો ખરી કે આટલી ધૂળ શાની ઉડે છે ?

દાસી—અરે બાઈ, તમે તો આવા ને આવાજ રહ્યા, આ ધૂળ તો ધનના ગાડા આવે છે તેની ઉડે છે.

રાણી—શું રાજાએ કોઇના ઘર લૂંટયા કે કોઇનો દંડ કર્યો ?

દાસી—નારેના બાઈ, આટલા ગભરાવ છો શા માટે ? જુઓ સાંભળો બધીવાત કરું તે. આપણા નગરમાં ભગુ પુરોહિત અને તેની સ્ત્રી જશા અને તેના બન્ને બાળકો દિક્ષા લે છે માટે તેનું ધન રાજા ભંડારમાં લાવે છે.

રાણી—અરે દાસી આ શું ! મારા રાજ્યમાં આટલું બધું અંધેર ! એક હાથે દાન આપ્યું તે પાછું લેવાપજ કેમ ? લાવ જાઉં રાજાપાસે, અરે રાજન, આ શું ! આપેલું ધન પાછું લેતાં તમને લાજ નથી આવતી. ?

ઈક્ષુકારરાજા—અરે રાણી, તને શું થયું છે ! રાજા એ પ્રજાનો પિતા પણ છે અને પ્રજાનો વારસદાર ન હોય તેનું ધન રાજાને લેવાનો હક છે તે તું જાણતી નથી ?

કમળા–અરે રાજન, જે માણસો સહસા દાન કરીને પછી પાછું લે છે તે વમેલા આહારની ઈચ્છા કાગડા ને કુતરા સિવાય કોઇ કરે જ નહિ.

ઇક્ષુકાર–અરે રાણી, તને કાંઈ ભૂત તો વળગ્યું નથી ને અથવા તારું મગજ તો ચસકી ગયું નથી ને કે દારૂપીને ભાન તો ભુલી

ઈશુકાર–રાણી ! પણ ધન વિના રાજ્ય ચાલે કેમ, તેની તને ખબર છે ?

કમળા–હે રાજા ! તમારે માથે કાળ ભમે છે અને દુર્ગતિમાં જવાનું છે, એટલે આ બધું સુજે છે.

ઈશુકાર–જગતમાં જન્મનારને જરૂર જવાનું છે, તેમાં નવાઇ શું ?

કમળા–રાજન ! તો લક્ષ્મીનો મોહ છોડી આત્મા ભણી નજર કરો.

ઈશુકાર–કહેવું સહેલું છે પણ કરવું દોહલું છે.

કમળા–હે રાજન, અનુમતિ આપો. મારે પણ આપની આજ્ઞા લઈ આ અસાર સંસારનો ત્યાગ કરવો છે.

ઈશુકાર–શું તને મારા રાજ્યમાં દુઃખ છે ?

કમળા–રાજન ! સંસારમાં સુખ પણ શું છે, આજે તો મને બધે દુઃખ જ દેખાય છે.

ઈશુકાર–રાણી, પાછળથી પસ્તાવો થશે તે યાદ રાખજે.

કમળા–હે રાજન, તમારા મહેલમાં હું રહું છું જેમ સોનાના રત્ન જડીત પાંજરામાં પુરેલો પોપટ પાંજરાથી મોહ પામતો નથી, તે તેને બંધન લાગે છે તેમ હું તમારા મહેલમાં રહેવા છતાં આનંદને પામતી નથી.

ઈશુકાર–તો શું કરવું છે. ?

કમળા–રાજન, આજ્ઞા આપો, મારે પ્રભુ મહાવીરના પંથે ચાલી આત્મ કલ્યાણ કરવું છે.

ઈશુકાર–તો રાણી, હું પણ તમારી સાથે જ આવું, સંસારમાં રહી નરક તીર્યંચ ગતિમાં હવે મારે ભટકવું નથી.

કમળા–ચાલો ત્યારે, આપણે બધા સાથે જ ભગવતી દિક્ષા લઇએ.

ઈશુકાર–અરે કોણ હાજર છે ?

સેવક–જી હજુર.

ઇક્ષુકાર–જા, ભગુને બોલાવી લાવ.
સેવક–પુરોહિતજી, રાજાસાહેબ આપને બોલાવે છે.
પુરોહિત–(જી હજુર) મહારાજા ઇક્ષુકારનો જય હો!
ઇક્ષુકાર–પ્રભુ! જશા કયાં છે બોલાવો તેને.
પુરોહીત–અરે જશા ચાલો—(બધાં આવે છે)
ઇક્ષુકાર—ચાલો આપણે બધા સાથે જ ભગવતિ દિક્ષા લઇએ અને ચતુર્વિધ સંઘને દિપાવીએ.

**બોલો મહાવીરસ્વામીભગવાન કી જય!**
(૧) ભગુ–ભગુ (૨) ઇશુકાર–ઇક્ષુકાર.)

---

# (૨૦) સત્યનો જય

(પોપટલાલ હરગોવનદાસ ભાવસાર—પાટણ)

પાત્રો–રાજમાતા–મયુરી–રાજકુંવરી–દાસી–યાચકો–વનદેવી

રાજમાતા–અરે મયુરી, તું કેમ આટલી બધી ઉતાવળી આવી રહી છું! તારો શ્વાસ પણ સમાતો નથી

મયુરી—રાજમાતા! શુ કહું, કાઇ કહેવા જેવું જ નથી. પણ મારો જીવ મુંઝાય છે એટલે આપની પાસે આવી છું. માતાજી માફ કરો.

રાજમાતા—જે હોય તે વિના સંકોચે કહી દે, રાજકુંવરીની કાંઇ ભૂલ તો થઇ નથી ને!

મયુરી—માતાજી—માતાજી. કુંવરીએ તો દાન આપવાની હદ જ રાખી નથી, જે હાથમાં હોય તે દાનમાં આપી દે છે. આપે ગઇ કાલે વર્ષ ગાંઠ નિમિતે જે હાર આપો હતો તે પણ દાનમાં આપી દીધો. જો આવી રીતે દરરોજ દાનમાં આપશે તો તીજોરીનું

તળીયું સાફ થઇ જશે. માટે આપને જાણ કરવા આવી છું.

રાજમાતા—શું ! હાર દાનમાં આપી દીધો ? જો તેમજ હોય તો તે રાજકુંવરીની શાન ઠેકાણે લાવવી જ જોઇએ.

મયુરી—હા—માતાજી, જો તેમ નહિ થાય તો રાજ્ય પાયમાલ થઇ જશે.

રાજમાતા—તેને માટે હું ઘટતાં પગલાં લઇશ.

મયુરી—ત્યારે માતાજી હું રજા લઉં છું, પરંતુ એટલું ધ્યાનમાં રાખશો કે કુંવરી બેનને અને મારે બહેનપણાં છે તેથી મેં આપને વાત કરી છે તેની ગંધ પણ આવે નહિ.

રાજમાતા—વારૂ! તું તારે નિશ્ચિંતપણે જા; પરંતુ મને પાછા સમાચાર આપતી રહેજે ( થોડીવાર ઉભી રહી )—અરે કોણ છે ?

દાસી—બાઇસાહેબ હજુર.

રાજમાતા—જા જલદીથી, રાજકુંવરીને મારી પાસે લઇ આવ.

( દાસી જાય છે )

કુંવરી—માતાજી નમસ્તે.

રાજમાતા—વિનીત કુંવરી, હું તમારા વિનયથી ખુશ છું, પરંતુ મારે તમને એક વાત કરવાની છે. જો સાંભળ, તું દાનમાં વ્યસની બની ચૂકી છું. ગઈ કાલે જે હાર ભેટ આપેલો તે પણ તમે દાનમાં આપી દીધો છે. હવે મારી આજ્ઞા છે કે દાન દેવાનું બંધ કરો. અતિદાની બનવાથી રાજ્ય ચાલી શકે નહિ. સમજી!

કુંવરી—પ્રણામ માતાજી—( કહીને કુંવરી જાય છે )—

( કુંવરી ઉભી હોય છે ત્યાં યાચકો આવીને માગે છે. )

યાચકો—અહો વિશ્વના દાનવીરોમાં શિરોમણી હે કુંવરી બા! આપે હવે સંકુચિત વૃત્તિ કેમ કરી ? મેઘધારા સંકુચિત કરે, ચંદ્રકળા સંકુચિત કરે, અને દાતાર હાથ સંકુચિત કરે, તો જગત જીવશે

કેની રીતે? કુંવરી—સો, મારા યાચકો, સુખી થાવ,

રાજમાતા—અરે દાસી—

દાસી—બાઇ સાહેબ હજુર.

રાજમાતા—જા મયુરીને બોલાવી લાવ—(મયુરી આવે છે) કેમ મયુરી, શું વર્તમાન છે! હવે તો કુંવરી ઠેકાણે આવી છે ને?

મયુરી—શું કહું માતાજી, બધું પત્થર ઉપર પાણી છે, હવે તો વળી પહેલાં કરતાં વધુ દાન આપે છે, હવે તો કંટાળી છું, હું તેની હજુરમા રહેવા ખુશી નથી.

રાજમાતા—અરે કોણ હાજર છે?

દાસી—જી હજુર, શી આજ્ઞા છે!

રાજમાતા—જા દાસી, રાજકુંવરીને કહી દે કે રાજમાતાનું ફરમાન છે કે તમો રાજમાતાને તમારૂં મોઢું દેખાડશો નહિ, હવે તેઓ તમને મળવા કે વાત કરવા જરા પણ રાજી નથી સમન્યાં!

રાજકુંવરી—અરે પ્રભુ, આવો હુકમ કરવાનું શું કારણ! મારો શો અપરાધ! મારો શો ગુનો! માતાજી, મને એકવાર તો પાસે બોલાવી મારી વાત તો સાભળો.

મયુરી—કેમ કુંવરી બા, શા વિચારમાં છો?

કુંવરી—કાંઇ નહિ બેન, હવે આ અસારસંસારના ગાઢ બંધન તોડી વિતરાગના પંથે વિચરી આત્મ કલ્યાણ સાધું એજ ભાવના છે, માટે હું તો વનમાં જવાની ઇચ્છા રાખું છું.

મયુરી—તો બહેન, હું પણ તારી સાથે આવું?

કુંવરી—જેવી તારી ઇચ્છા. અરે મયુરીબહેન, આવો, વખત વિતાવવા માટે તું વિનોદની વાત કર.

મયુરી—કુંવરી, પુણ્ય-પાપમાં આવકાર દાયક શું?

કુંવરી—અરે મુર્ખી! આ પ્રશ્ન કેવો વિચિત્ર છે! સારીએ દુનિયા સારી રીતે સમજી શકે છે, પુણ્ય આવકાર દાયક છે, આવો

પ્રશ્ન કરવો તે જ નકામો છે.

મયુરી—હે બહેન, પુણ્ય આવકાર દાયક હોય તો પછી દુનિયા પાપની ક્રિયાને કેમ આવકાર આપતી હશે? પુણ્ય અને પાપનું ટુંકું સ્વરૂપ શું છે!

કુંવરી—જો સાંભળ, દાન આપવું, ભક્તિ કરવી, સત્ય બોલવું, દયા ચિંતવવી, અહિંસાનું પાલન કરવું, આ બધાં ધર્મના મુખ્ય પાયા છે ને તેથી પુન્ય બંધાય છે, વળી તેનાથી ઉલટી રીતે વર્તન કરવાથી પાપના ભાગીદાર થવું પડે છે. સમજી બેન!

મયુરી—તો પછી તું તો મહાદાની છું. તારે આ દશા શા માટે ભોગવવી પડી! તું તો રસ્તાની ભિખારણ બની છું. હવે તારી સાથે રહેવાથી મારો શો સ્વાર્થ સરવાનો છે! માટે હું તો જાઉં છું.

કુંવરી—જેવી તારી ઇચ્છા—(મયુરી જતી રહે છે)—અરે વનદેવીઓ. કે મારા વિતરાગ દેવ! તમો મારા સાચા સાક્ષી છો. ધર્મ એજ મારા આત્માનો ઉદ્ધાર કરનાર છે, સત્યને નહિ જાણતા હોવાથી તેઓ બિચારા અવળા માર્ગે થઈ જાય છે, તેઓનો શો દોષ? જેવી મતિ તેવી ગતિ.

વનદેવી—હે સતીસ્ત્રી, તું વિતરાગના માર્ગે જા, તારા આત્માનું કલ્યાણ થશે. 'ધર્મેજય ને પાપેક્ષય' એ વાત સત્ય છે.

કુંવરી—અહા—આવા ઘોરજંગલમાં કોણ બોલતું હશે! ભલે ગમે તે હોય, મારે તો માત્ર વિતરાગનો માર્ગ અંગીકાર કરી મારા આત્માનું કલ્યાણ સાધવું એજ શ્રેષ્ઠ છે.—ચાલો ત્યારે જયજીનેન્દ્ર.

# (૨૧) દુનિયાનો આનંદ

( મોકલનાર–પોપટલાલ હરગોવનદાસ–પાટણ

પાત્રો–સાધના, સુધા, શીલા, સુનંદા.

સાધના–કેમ સુધાબેન, મોર્નિંગ ટાઈમમાં અપટુડેટ થઈને ક્યાં ચાલ્યા? અને હાથમાં આ શું છે?

સુધા–અરે! તને પણ ઇંગ્લીશ વર્ડઝનો પ્રયોગ આવડી ગયો! તને ખબર નથી! આજે તો મોંઘવારીની જાહેર સભા યોજાઇ છે. ત્યાં હું પ્રમુખ પદે છું. તેથી ભાષણ આપવા જાઉં છું અને હાથમાં શું છે તે તું દેખતી નથી? કેમ કાંઇ આંખે ચશ્મા આવ્યા છે? અરે બરાબર જો આંખ ખોલીને, હાથમાં આધુનિક ઢબનું પર્સ છે પર્સ, સમજીને!

સાધના–બેન મોંઘવારી એટલે શું?

સુધા–અરે! તું તો સાવ ભોટ જેવી લાગે છે મોંઘવારી એટલે શું? એટલુંય નથી સમજતી! ચાલ–ચાલ મારે તો મોડું થાય છે. તારે એની વ્યાખ્યા સમજવી હોય તો સભામાં આવજે, તારી સાથે મારે કાંઈ મારો ટાઈમ વેસ્ટ કરવો નથી.

સાધના—બેન સુધા! એ સભા તારે ઘેર ભરવાની છે? તેમાં કઈ કઇ વ્યક્તિઓ ભાગ લેવાની છે!

સુધા–મને તો તારી વાત સાંભળીને જ હસવું આવે છે બેન સભા તો ઘેર ભરાતી હશે! મને તો એમ જ થાય છે કે તું શહેરના વાતાવરણથી બિલકુલ અજાણ છે. અરે! મૂર્ખી, સભા તો ટાઉનહોલમાં ભરવાની છે. ત્યાં શેઠ, શાહુકાર, મજદૂર, મધ્યમવર્ગ, નર, નારી, આબાલ વૃદ્ધ સૌ કોઈ વિષમ મોંઘવારીનો વિષમ અનુભવ કરન

આ સભામાં ભાગ લેવા આવશે તો બહેન, તને પણ ત્યાં આવવાની પરવાનગી છે.

શીલા—કેમ સુધા-સાધના! શી ચર્ચા કરી રહ્યા છો?

સાધના—અરે શીલાબહેન! તમે આજ કાંઇ નવીનવાત સાંભળી છે કે નહી! આ આપણી મંડળીના સુધાબહેન આજે પ્રમુખ થયાં છે.

શીલા—સાધનાબહેન! તમેતો જાણતા જ હશો કે સુધાબહેન કઇ સભાના પ્રમુખ થવાના છે?

સાધના—હા બહેન હા, હું તો બધું જ જાણું છું, તે મોંઘવારીની સભાના પ્રમુખ થવાના છે.

સુધા-(શીલાસાથે શેકહેન્ડ કરતાં કહે છે) "ગુડ મોર્નિંગ"

શીલા—સુધાબહેન! કોંગ્રેચ્યુલેશન! મોંઘવારીના પ્રમુખશ્રી!

સુધા—બેન! તને તો આવી વાતમાં મશ્કરીજ સુઝે ને! તારા જેવી મીલમાલીકની છોકરીને મોંઘવારી ક્યાં છે? કેવી રીતે છે? તેની સમજણ ક્યાંથી હોય?

શીલા—બેન મોંઘવારી! મોંઘવારીની બધાં જ બુમો પાડે છે. પણ મોંઘવારી ક્યાં છે અને ક્યાં નથી એટલીતો મને જરૂર ખબર છે. મીલમાલીકની પુત્રી હોવાછતાં જગતમાં શું ચાલી રહ્યું છે તેનું લક્ષ તો મને જરૂર છે.

સુધા—અરે શીલા! તું તો સાવ ભોળી રહી, જો સાંભળ–યુગ પલટયો, માનસ પલટયું, બાલ ગયો, ઈન્સાન આવ્યો, મોંઘવારીનો યુગ આવ્યો, કટોકટીનો યુગ. માનવમાંથી માનવતા તો મરી ગઈ છે આજ...આવ્યો મોંઘવારીનો યુગ. (રાગથી ગાવાનું) બેન સાંભળ્યું ને! કે આજે કેવો કટોકટીનો યુગ આવ્યો છે કે ભાઇ ભાઇની પણ પરવા કરતાં નથી. હે કૃપાળુ ભગવાન! આ જગતમાં શું થઇ રહ્યું છે કે માનવના અંતરમાંથી દયાની દેવી પણ પલાયન થઇ ગઈ છે.

સુનંદા–કેમ બેનો, તમે બધાંએ શાની ધમાલ મચાવી છે! ચાલો–ચાલો ઉપાશ્રયે, આજે તો બેસવાની પણ જગ્યા નહિ મળે. ચાલો–કેમ ચાલતાં નથી? શા વિચારમાં મગ્ન થઈ ગયા છો?

સાધના—અરે સુનંદાબેન! તમે તો આવીને અમારી ચર્ચામાં ભંગ પાડયો!

સુનંદા—બેન માફ કરજો! મને ખબર નહિ કે મારા આવવાથી તમારા રંગમાં ભંગ પડશે પરંતુ બેન, મને એમ થયું કે આ પર્વના પુનિત દિવસો હોવાથી સંત સમાગમ કે વીરવાણીનું શ્રવણ થાય તો ક્ષણવાર શાંતિ મળે તેથી ઉપાશ્રયનું આમંત્રણ આપવા આવી છું. ચાલો આવશો ને?

સુધા—અરે સુનંદા! તને તો ઉપાશ્રય બહુ ગમતો લાગે છે પરંતુ ઉપાશ્રયે બેસી રહેવાથી કે સંત સતીની મીઠી વાણી સુણવાથી કાંઈ પેટ ભરાઈ જતું નથી. તું તો ઉપાશ્રયની ચાર દિવાલો વચ્ચે જ સારો સમય પસાર કરે છે. તેથી તને દુનિયાની જવાબદારીનું ભાન કયાંથી હોય? વિચાર તો કર કેટલી મોંઘવારી છે!

સુનંદા—બેન તારી વાત કેટલાક અંશે સાચી છે. પણ બેન, આવા આત્મ ઉત્થાનના પૂનિત–પર્યુષણ પર્વમાં પણ જનતાને મોંઘવારી આવી છે. જેને આવા પર્વનાં દિવસોમાં તો કોઇપણ બાલ–વૃદ્ધ કે યુવાન ઉપાશ્રયે આવ્યા વિના રહેજ નહિ, છતાં જેને કેટલા યુવાનો અહીં આ દેખાય છે! હા, મને ઠીક યાદ આવ્યું. યુવાન વર્ગની માન્યતા એવી છે કે વૃધ્ધોને જ ધર્મ કરવાનો અધિકાર આપ્યો છે.

સુધા—ના બેન ના, એવું તો કાંઈ જ નથી, પણ હા–એટલું તો અમારે જરૂર કહેવું પડે છે કે આવા પર્વના પુનિત દિવસોમાં સૌએ સહર્ષિત થઇને ભાગ લેવો જોઈએ.

સાધના—બસ–બસ ચીબાવલી, તારે તો કાંઈજ વાંધો

તારે ઘેર મોટર-ગાડી-વાડી-બંગલો, રસોઈઆ, નોકર-ચાકર બધું જ છે-એટલે તું વહેલી વહેલી ઉપાશ્રયે જઈને બેસે. પણ હું બુઢી, હું તો મોડી જાય તો પણ પહેલું જ બેસવા મળેને!

સુનંદા—સુધાબેન! તમારે ત્યાં આટલી બધી પૂર્વ પુન્ય-સામગ્રી મળી છે તો શા માટે માનવ ભવને વ્યર્થ ગુમાવી ધર્મ ધ્યાનમાં સમય પસાર કરતા નથી!

સુધા—બેન, તારી વાત સત્ય છે, પરંતુ મને ઉપાશ્રયે આવતાં શરમ આવે છે.

સુનંદા—ચાલ-ચાલ શરમવાળી, હું તને આજે જ ઉપાશ્રયે લઈ જઈશ. શાસન સમ્રાટ પૂજ્ય...મુનિની આજ્ઞામાં વિચરનાર રત્ન-મુનિની ખાણ સમાન છે. પૂજ્ય......મહાસતીજી તેમના પરિવાર સહિત બિરાજે છે, તેમની સુશિષ્યા પ્રખર વક્તા, તેમની અમીરસ વાણીથી શ્રોતાજનોને મુગ્ધ કરનાર એવા વ્યાખ્યાની......મહાસતીજી નું એક જ પ્રવચન તારા માટે બસ છે. ખરેખર પછી તો તને એમ જ થશે કે હવે ઘેર જવું નથી.

સુધા—તો બહેન, હું તારી સાથે જ આવું છું.

શીલા-સાધનાબહેન, આ સુધાને તો ખરેખર રંગ લાગ્યો.

સાધના-અરે શીલા! એતો દિલની સાવ ભોળી છે. એને તો કોઈ સમજાવનારૂં મળવું જોઈએ.

સુનંદા-શીલા-સાધના, તમે બધા મોંઘવારીની બુમો પાડો છો પણ તેનું નિવારણ કેવી રીતે કરવું તેની યોજના તમે ઘડી શકશો જ નહી-જો તમારે આનો નિવેડો લાવવો હોય તો આગમને નિહાળો.

સાધના—આગમ! આગમ એટલે શું? તેના લેખક કોણ છે?

સુનંદા-આગમ એટલે જીનેશ્વરની વાણી. તેના લેખક જીનેશ્વર દેવ છે.

શીલા—સુનંદા એ આગમમાં તેની યોજના કેવી રીતે કરી છે.!

સુનંદા–બહેન, જો એ યોજનાને અમલમાં મૂકીએતો આજની જનતાને વધતી જતી મોંઘવારીની બુમો પાડવાનો સમય આવે નહી. હા! તે યોજના સહેજ કડક તો છે જ.

સાધના—બેન, તે યોજના કઈ રીતની છે. ?

સુનંદા–સાધના જો સાંભળ, એ યોજના જીનેશ્વર ભગવાનની બનાવેલી છે. સમ્યકજ્ઞાન, સમ્યક-દર્શન-સમ્યકચારિત્ર અને સમ્યક તપ છે. તેમાં મુખ્યત્વે તમારી ચર્ચાનો અંત લાવવા માટે તપ જ મુખ્ય ભાગ ભજવે છે.

શીલા–બેન, તપ એટલે શુ ? તેનાથી શો લાભ થાય ?

સુનંદા–શીલા ! તપ એટલે જેનાથી આત્મામા અપૂર્વ શાંતિ પ્રગટે ને સતાપ હરે. એ તપ કરવાથી કર્મક્ષય થાય છે બેન, આતો ભાવલાભની વાત કરી સાથે સાથે દ્રવ્ય લાભની પણ વાત હું તને સમજાવું. ઉપવાસ આદિ તપ કરવાથી વધતી જતી મોંઘવારીનો પણ અંત આવે અને આરોગ્ય પણ સારૂં રહે.

સાધના–ખરેખર બેન, તેં તો અમને સાચી સમજણ આપી. તને આવું બધું જ્ઞાન કયાંથી પ્રાપ્ત થયું !

સુનંદા–બેન ! આ બધું જ્ઞાન સંત સતીઓના સમાગમથી, ધાર્મિક વાચનથી અને જૈન શાળામાં ભણવાથી મેળવી શકી છું.

શીલા–બહેન, અમે તારા ઋણી છીએ. હવે આજથી અમને પણ એ જ્ઞાન મેળવવાનો બદોબસ્ત કરી આપે તો તારો મહાન ઉપકાર.

સુધા–ચાલો–ચાલો સુનંદાબેન–સાધનાબેન–શીલાબેન! મારી કાર બહારજ ઉભી છે. શા માટે મોડું કરો છો ? ચાલો બધાજ જઈએ ઉપાશ્રયે. જયજિનેન્દ્ર,

# (૨૨) વડીલોનો વિનય

(ભા. પોપટલાલ હરગોવનદાસ-પાટણ)

મંછી–અરે દિવાળી મા, હાથમાં થાળી લઈને ક્યાં ગયાં હતાં ?

દિવાળી–અરે ! મંછી, તું તો આવી ને આવીજ રહી, આતો મારો કાળીયો ને, તેના છોકરાને હનુમાનદાદાને પગે લગાડવા લઈ ગઈ હતી.

મંછી—પણ તેમાં થાળી ને આ લોટો આ બધું લઈને જવાનું શું કારણ?

દિવાળી–અરે મંછી, તને હિં કે રાતનું ભાન નથી તેથી જ તું આમ બોલે છે,

મંછી—કેમ દિવાળીમા, જરા સમજાવો તો ખબર પડે.

દિવાળી—જો સાંભળ, નાના છોકરા માંદા પડે ત્યારે હનુમાન-દાદાની બાધા રાખીએ. ને સારૂં થાય ત્યારે અડદનાં વડાં, નારીએળ ને ઘીને દીવો, એટલું લઈ દર્શન કરાવવા જવાનું

મંછી–શું હનુમાનજી છોકરાં સાજા કરે ખરાં ! વડાં ને નારિયેળ શું તેઓ ખાય ખરાં !

દિવાળી–અરે ભૂત જેવી છે. કાંઈ હનુમાનજી ખાતા હશે ખરા ! એતો એમને ધરાવી આપશું જ- ખાઈ જવાનાં. નાળિયેર વધેરી પૂજારીને અડધું આપવાનું ને બીજી શેષ કરી બીજાઓને વહેંચી દેવાની. હવે સમજી !

કંકુ–અરે દિવાળી, તું તો અહીં પંચાત કરે છે. ઘેર કામ કેટલું છે ! બહાર નીકળી એટલે ઘર સામું જોવાનું જ નહિ !

દિવાળી—અરે બા, આ છોકરાને દર્શન કરાવવા લઈ ગઈ

હતી. હું કાંઈ વાતો કરવા ગઈ નથી.

કંકુ—સારૂં હવે બહુ ટાયલા છોડી ઘર ભેગી થા. હું બહાર જાઉં છું. રોટલી કરવાની છે. કપડાં ધોઈ ઘર સાફ કરી મૂકજે. હું આવું ત્યાં સુધીમાં બધું થઈ જવું જોઈએ. નહિ તો ખાવા નહિ મળે. સમજીને! (બેસી જવું)

મંછી—અરે દિવાળી, આ કોણ હતું?

દિવાળી—મારા કાળિયાની વહુ છે.

મંછી—બાપરે બાપ, વહુ સાસુ ઉપર આવા આર્ડર છોડે તોયે છોકરો કાંઇ ન બોલે!

દિવાળી—અરે છોકરો દબાઇ ગયો છે. મારો કાળીઓ સાવ ભલો છે. આપણે દુઃખ વેઠવું પણ તેને કહેવું નહિ. તેને બિચારાને કેટલું દુઃખ! આપણે બે કામ કરીએ એમાં મરી ન જવાય.

મંછી—કામનો ઠીક પણ આવા તુંકારાથી બોલાવે તે કેમ પાલવે! જાણે ઘરની ચાકરડી!

દિવાળી—હોય, તે તો નાનું બાળક છે. તેના બોલ્યા સામુ જોવું નહિ. (બેસી જાય છે)

કંકુ—અરે શોભના, આજે ચાલને સીનેમા જોવા જવું છે.

શોભના—અરે અત્યારમાં સીનેમા જોવાનો ટાઈમ ક્યાંથી મળે!

કંકુ—કેમ, તારે શું કામ કરવાનું છે! હું તો બધુંજ કામ મુકીને આવી છું.

શોભના—તો કામ કોણ કરશે?

કંકુ—એની ચિંતા આપણે કરતાં જ નથી. ફક્ત ઓડર કરી દેવાનો એટલે કામ થઇ જાય.

શોભના—અરે આ તો સાસરૂ છે, પીયર ન હોય, પીયરમાં પણ વડીલોને ઓડર કરતાં વિચાર કરવો પડે છે કે વડીલ સામે થઇશું તો વિનયનો નાશ થશે.

કંકુ—વિનય ને વિવેક આ જમાનામાં રાખીએ તો ઘણું દુ:ખ પડે સમજી! એટલે એ બધું વર્તનમાં નહિ પણ વાણીમાં હોય.

શોભના—ના બેન, એવું વર્તન મારે ન શોભે. સમજી!

પાર્વતી—શોભના, તમો કોની સાથે વાતો કરો છો, ચાલો બા ઉપાશ્રયે, આજે વ્યાખ્યાન બેસવાનું છે તો વહેલા પરવારી ત્યાં જઈએ.

શોભના—હા. બા. આ તો મારી બહેનપણી આવી છે.

પાર્વતી—ભલે બા, અરે આ તો કંકુ, તું આવી છે! તું અહિ આવી તો તારી સાસુ બિચારી ઉપાશ્રયે શી રીતે જાય!

કંકુ—અરે ઉપાશ્રયે શું જાય! કામ બધું પતે ત્યારે ને! હજુ તો બધું જ કામ બાકી છે.

પાર્વતી—અલી કંકુ, તું ઘેર રહી કામ કરને, બીચારી દિવાળી ઘણા દુ:ખ વેઠી તને લાવી છે, તો ઘડપણમાં ધર્મ ન કરે તો શું કરે!

કંકુ—ધર્મ કરે તે! ને કર્મ કરૂં હું કેમ! તો પછી મોજ મજા ને શોખ ક્યારે કરવાના!

પાર્વતી—મોજ મજા ને શોખ કરવા હોય તો બાપને ઘેર રહીએ, સમજી! દિવાળીને આટલું દુ:ખ!

કંકુ—એમાં વળી દુ:ખ શાનું?

પાર્વતી—કેમ નહિ? કેટલી આશાએ તમને લાવીએ ત્યારે ઘરનો ભાર ઉપાડવાને બદલે તો તે બીચારીનો ભાર વધ્યો, તેના કરતાં એકલાં શું ખોટા?

કંકુ—શું તમારા ઘરનું કામ એકલી શોભનાજ કરે છે?

પાર્વતી—હા, મારે કાંઈજ કરવાનું નહિ, શોભના દિકરી તમારા માટે આજે મામાને કાગળ લખાવું છું—કલકત્તી સાડી નંગ ચાર મંગાવું છું, વધારે મંગાવવી છે?

શોભના—( બા. જયજીનેન્દ્ર, હાથ જોડીને ) બા, ચાર સાડી

શુ કામ, મારે અત્યારે તો એકની પણ જરૂર નથી.

પાર્વતી—અરે એમ તે હોય ? મામા આવવાનું લખે છે એટલે મંગાવું.

કંકુ—આતો એક બીજાનો પ્રેમ તો જુવો. અરે શોભના; તમાર બન્નેનો પ્રેમ જોનાં મને ખરેખર ઇર્ષા આવે છે, મારે આવી શાંતિ કેમ થાય, તે રસ્તો મને તું બતાવ.

શોભના—તું ઘેર જઇ વડીલનો વિનય કરે, તો તને પણ એથી વધું સુખ મળશે. ( કંકુ જાય છે )

દિવાળી—( અરે કંકુ આવી, લાવ જલ્દી કામ પતાવી દઉં, નહિ તો પાછો ઝગડો થશે.) ( સામેથી જોઇને )

કંકુ—બા, જયજીનેન્દ્ર.

દિવાળી—અરે, આ શું ?

કંકુ—બા, આપણા ઉપાશ્રયે પંડીત રત્ન શાસન સીતારા અરે ભવદુ ખનો રોગ મટાડનાર પ્રખર વક્તા મુનિ શ્રી...પધાર્યાં છે તો તમો વ્યાખ્યાન સાંભળવા જાવ.

દિવાળી—ના, બા. તું એકલી કામ કરી શકે નહિ ને મારે આવીને કરવું તેના કરતાં ધીમે ધીમે કરવું સારૂં.

કંકુ—બા, હવે તમારે કામ કરવાનું જ નહિ સમજ્યાં! હું મારી બહેનપણી શોભનાને ઘેર ગઇ હતી, તેણે મને વિનયનો પૂરો પાઠ શીખવ્યો છે. હું મારી અણુ સમજણુ માટે ખરેખર પસ્તાવું છું. મે આજ સુધી તમારો ખૂબજ અવિનય કર્યો છે, માટે હું માફી માગું છું, તમો તમારી બાકીની જીંદગી ધર્મ, નિયમ, સાધુ સંતની સેવામાં ગાળો અને જીવનને ધન્ય બનાવો.

દિવાળી—અરે તારામાં આટલું બધું પરિવર્તન જોઇ હું ઘણી જ ખુશી થઇ છું, દરેક બાળાઓ આ પ્રમાણે વર્તન રાખી ઘરનો ભાર ઉપાડી લે, તો મારા જેવી દરેક બેનો પાછલી જીંદગી સુધારી

મનુષ્ય જન્મની સાર્થકતાને સાધ્ય કરી શકે.

પાર્વતી–અરે બેન દિવાળી, ચાલો ઉપાશ્રયે, આજે તો બાલ બ્રહ્મચારી...બહેનનો દીક્ષા મહોત્સવ છે, ત્યાં આવવું છે ને?

કંકુ–હા–હા. તેઓ તો જરૂર આવશે,

દિવાળી–હા. ચાલો ત્યારે, અરે રાજનગર શહેરનું વાતાવરણ તો જુઓ. શું આનંદ, શું મઝા, જુવો તો ખરા, સામે સંત મુનિવરો તથા મહાસતીજીઓ બીરાજી રહેલ છે. ધન્ય છે આવી પવિત્ર વૈરાગી બહેનોને કે જેઓ આ અસાર સંસારનો ત્યાગ કરી ભાગવતી દિક્ષા અંગીકાર કરે છે.

પાર્વતી બેન, આપણે ધન્ય વાદ આપી બેસી રહીશું, તેમાં આપણું કલ્યાણ નથી.

દિવાળી–તો શું કરીશું?

પાર્વતી–બહેન! આ અસારસંસારનો ત્યાગ કર્યા સિવાય સાચા શિવસુખને પામીશું નહિ. બોલો તમારી શી ઇચ્છા છે?

દિવાળી–હા. બહેન, મારી તો સંપૂર્ણ ઇચ્છા છે કે આપણે બધાં ભાગવતી દિક્ષા લઇ શાસનનો જય જયકાર કરીએ.

**બોલો જયજીનેન્દ્ર**

---

## (૨૩) માંગલિકનો મહિમા

(ભા. પોપટલાલ હરગોવિંદદાસ પાટણ)

પાત્રો–પ્રિયદર્શના–સુદર્શના–કનકદર્શના

પ્રિયદર્શના–અરે સુદર્શના, આજે તો તું બહુજ આનંદમાં હોય તેમ જણાય છે. બેન, તેનું ખરૂં કારણ શું છે તે મને તું જલ્દી કહે.

સુદર્શના–(મૌન રહી નીચું જોઈ જાય છે)

પ્રિયદર્શના–કેમ બેન, તું કાંઇ બોલતી નથી !

સુદર્શના–બેન શું, તને ખબર નથી, એમાં મને શું પુછે છે ! જો સામે. આપણી સખી કનકદર્શના આવે છે તે તને કહેશે. (પધારો બહેન જયકુંજેન્દ્ર)

કનકદર્શના–અરે સખી પ્રિયદર્શના, તું તો મહાકાળીમાતાના દર્શને જતી હતી ને અહીંયા કેમ અટકી ગઈ છું !

સુદર્શના–અરે સખી પ્રિયા, શું તું મહાકાળીએ જાય છે તે શા માટે ?

પ્રિયદર્શના–અરે બેન ! તે વાત ખાસ વિચારવા જેવી છે

સુદર્શના–શું બહેન ! તું તારા સ્વમુખે કહે.

પ્રિયદર્શના–જો સાંભળ, હું જ્યારે એમ. એસ. સી ના છેલ્લા વર્ષમાં ભણતી હતી ત્યારે મારા સગપણની વાતો ચાલતી હતી પરંતુ કાંઇ ઠેકાણું પડતું નહિ, મારા બા–બાપુજી ઘણા મુંઝાય ને તેમણે બાધા રાખી કે હે મહાકાળીમાતા, મારી પ્રિયાના શુભ લગ્ન કયારે થશે ! ધારેલી જગ્યાએ થઇ જશે તો હું તેને તેના લગ્ન પહેલાં પગે ચાલીને દર્શન કરવા મોકલીશ, ત્યાર પછી જ તેને હું સાસરે મોકલીશ.

સુદર્શના–અરે બહેન, આવું હડહડતું મિથ્યાત્વ !

પ્રિયદર્શના–બેન, એ તને ન સમજાય, હજુ તારી ઉમર સમજવા જેવડી નથી.

સુદર્શના–કેમ બેન, તારા કરતાં અમે બધા બહુ નાના લાગીએ છીએ કેમ !

પ્રિયદર્શના–ના બેન તેમ નથી, પરંતુ સંસારમાં સારૂં કરવા માટે દેવોની સહાયતાની જરૂર છે.

કનકદર્શના–તમો કેવા દેવને માનો છો તે તો કહો. !

પ્રિયદર્શના–કેમ વળી કેવા દેવ ! ધારેલું કાર્ય સફળ થાય તે

જીવન જરૂરીઆતની વસ્તુની વૃદ્ધિ કરી આપે તે દેવ.

સુદર્શના—અરે બેન, તું આખી ભીંત ભુલી છું, જે પોતાની પાસે ન હોય તે બીજાને શું આપે? જો મહાકાળીમાતા ધારેલ વસ્તુ અને જીવન જરૂરી ચીજોની વૃદ્ધિ કરી દેતાં હોય તો તેના પુજારીને ભીખ માગવાની જરૂર ન રહે! સમજી!

પ્રિયદર્શના—એવું કાંઈ નથી, ભક્તને વશ ભગવાન જરૂર હોય છે.

કનકદર્શના—પરંતુ જે ભગવાન પોતાનું ભલું ન કરી શકે, પાણીમાં મુકવાથી તેજ ડુબે તો તેને પકડનાર તરે કેવી રીતે! માટે બહેન, મિથ્યાત્વને તારા અંતરમાંથી કાઢી સમકિતને ધારણ કર.

પ્રિયદર્શના—બહેન સમકિત ને મિથ્યાત્વમાં ફેર શું! તે જરા સમજાવશો!

સુદર્શના—જો બહેન સાંભળ, સમકિત તે સત્ય, મિથ્યાત્વ તે જુઠું.

પ્રિયદર્શના—શું ત્યારે જૈનો એકલા સમકિતી અને બીજા ધર્મ મિથ્યાતી હશે! શું તમારે બધાને મોક્ષમાં જવું છે ને બીજાઓ નરકમાં જવા માગતા હશે!

સુદર્શના—બેન તું વિચાર, બધા ધર્મની સરખામણી તારા મન સાથે કરી લે અને જે ધર્મ તારો આત્મા કબુલ કરે તે સ્વીકાર, પરંતુ એટલું ધ્યાનમાં રાખજે કે અહિંસાપરમો ધર્મ તે બોલવા પુરતો નહિ પણ ધર્માત્માઓના આચરણમાં હોવો જોઇએ.

કનકદર્શના—સત્ય છે બેન, સુદર્શના બેને જે વાત કરી તે હું તો જ્યારથી સમજણમાં આવી ત્યારથી આજ સુધી માંગલિક સુણીને દરેક કાર્ય કરૂં છું.

પ્રિયદર્શના—માંગલિક એટલે શું?

કનકદર્શના—બેન માંગલિક એટલે, અરિહંત, સિદ્ધ, સાધુજી ને કેવળી પ્રરૂપેલ સત્ય ધર્મ એ ચાર વસ્તુ આ લોકમાં તત્વ દૃષ્ટિએ ઉત્તમ ગણાય છે. જે મંગળ જીવનને અમંગળ ન કરે તે સાચો સાથી છે.

પ્રિયદર્શના—તે કેવી રીતે ?

કનકદર્શના—તેનું અવલંબન સ્વીકારનાર ક્રમેક્રમે સંસારને પાર કરી શકે છે

સુદર્શના—બહેન, મને હજુ તારૂં કહેવું સમજાતું નથી તું સ્પષ્ટ રીતે સમજાવ કે પ્રિયદર્શનાના મનનું સમાધાન થઈ જાય.

પ્રિયદર્શના—હા બહેન. હજુ મારા મનનું સમાધાન થતું નથી.

કનકદર્શના—જો બહેન સાભળ, જગતમાં દેવ-દેવસ્થાનને માનવા, તેમજ તેમના નામે દીવો દીવેટ કરવા, અરે એતો શું પણ પ્રભુ વીતરાગ દેવે તો ત્યાં સુધી કહ્યું છે કે કોઈ પણ ઇચ્છા પાછળ વ્રત કે ઉપવાસ પણ માનવા તેને મિથ્યાત્વ કહે છે.

પ્રિયદર્શના—તો બહેન, જગતમાં જીવન કેવી રીતે જીવવું ને શું કરવું !

સુદર્શના—બહેન ! સુતા, બેસતાં, ઘરની બહાર જતાં કે કોઈ પણ કામ કરતાં નવકારમંત્રનું સ્મરણ તેમજ આપણા આચાર્યો એ બનાવેલ ચાર શરણાની માંગલીકનું ધ્યાન કરી તેની સાચી આરાધના કરવાથી કોઇ જીવ દુઃખી થતો જ નથી.

પ્રિયદર્શના—બહેન, તેં મારા મિથ્યાત્વરૂપી પડળોને દૂર કરી સમકીત રૂપી અંજન આંજ્યું જેથી હવે મને સત્ય માર્ગ સમજાયો છે. હું આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે એક નવકારમંત્ર સિવાય કોઈ મંત્ર મારે ન જોઈએ

કનકદર્શના—બહેન, તમો આટલી સહેલાઈથી સમજી ગયાં તેથી મને ખૂબજ આનંદ થાય છે.

સુદર્શના—મારા સુરબ્બીઓ, આપને એકજ વિનંતી કરવાની છે, આપનું કીમતી મસ્તક જેના તેના ચરણમાં નમાવશો નહિ—પંચમ કાળના દુઃખીયા આરામાં હવે પછી જન્મ, જરા ને મરણની બેડીઓ ન સ્વીકારવી પડે માટે સત્ય ધર્મ તે—દેવ. અરિહંત—ગુરુ નિર્ગ્રંથ ને

દેવળીએ કહેલો ધર્મ તેનું શરણું અંગીકાર કરી દેવગતિમાં લાંબા આયુષ્યે દેવપણે ઉત્પન્ન થઈએ. તેજ પાંચમા છઠા આરાના મહ-ઉતર બેતાલીશ હજાર વર્ષો દુઃખના છે તેમાંથી ઉગરી જઈએ, માટે મારા વડીલો! હાથમાં અમુલ્ય રત્ન આવેલ છે તેનો સદુપયોગ કરશો અને માનવ જીવનને વ્યર્થ ગુમાવશો નહિં એજ વિનંતી...જયજિનેન્દ્ર.

---

## (૨૪) સમય માત્રનો પ્રમાદ ન કરો

(મુનિશ્રી વિનયચંદ્રજી-કચ્છ આઠકોટી મોટીપક્ષ સં.)

પાત્રો:- ચારૂલતા. વિલાસિની, શ્રીદેવી.

ચારૂલતાઃ-બ્હેન શ્રીદેવી, આજે તારો જન્મ દિવસ છે. વળી તું એસ. એસ. સી. પરીક્ષામાં પાસ થઈ તે માટે મારાહાર્દિક અભિનંદન આપું છું.

વિલાસિનીઃ— શ્રીદેવી, મારા પણ તને હાર્દિક અભિનંદન.

ચારૂલતાઃ— ચાલો બેનો, આજે શ્રીદેવીનો જન્મ દિવસ ઉજવીએ.

વિલાસિનીઃ— હા. હા ચાલો ગીત ગાઈએ.

એનતો રૂપ રૂપનો અંબાર, જાણે ચંદ્ર તણો અવતાર,
યૌવન હૈયે ચડયું રે લોલ.
કંઠમાં હીરા રતનનો હાર, શરીરે શોભી રહ્યાં શણગાર,
યૌવન હૈયે ચડયું રે લોલ.
પગમાં ઝાંઝરનો ઝણકાર, રૂમઝુમ કરતો નાદ
યૌવન હૈયે ચડયું રે લોલ,
નાયલોન સાડીનો ચળકાટ (૨) કરતો પ્રકાશનો અંબાર
યૌવન હૈયે ચડયું રે લોલ.
અત્તર સેન્ટ તણો પમરાટ (૨) સુગંધીસમીર ત્યાં પથરાય
યૌવન હૈયે ચડયું રે લોલ.

શ્રીદેવીઃ— બ્હેનો, આજે મારો જન્મ દિવસ છે. તે માટે તમે સરસ ગાયન ગાઇ મને આશીષ આપ્યા તે બદલ તમારો આભાર માનું છું. બેનો, તેમાં મને આનંદ નથી.

ચારૂલતાઃ— શ્રીદેવી બહેન, તમે એમ કેમ બોલોછો ?

શ્રીદેવી—બેનો, મારા માનવ જીવનના આયુષ્યમાંથી આજે એક વર્ષ ઘટી ગયું છે. મેં મેળવ્યું નથી પણ ગુમાવ્યું છે લાભ નથી થયો પણ હાની થઇ છે.

વિલાસીનીઃ–બેન, તે વાત તો સાચી છે. પણ જન્મ જયંતીમાં તો હંમેશા આનંદ-ઉત્સવ અને ઉલ્લાસ હોવા જોઈએ.

ચારૂલતા.— બેન, અત્યારે તો જન્મ ઉત્સવમાં આનંદ લેવો જોઈએ. અને મનને પ્રફુલ્લિત કરીને માનવ જીવનની મોજ માણવી જોઇએ.

શ્રીદેવી— બેન, માનવ જીવનમાં માનવતા મેળવવા જ્ઞાન, દર્શન ચારિત્ર અને તપની આરાધના કરવી તે જ માનવજીવનની ખરી સાર્થકતા છે કારણકે મૃત્યુ કયારે આવશે તે કોઈને ખબર નથી. કાળના તેડા કયારે આવશે તે કઇ જ ખબર નથી.

વિલાસીની— બહેન, અત્યારે આનંદ ઉત્સવમાં આ વિચારધારા અયોગ્ય ને અસ્થાને છે.

ચારૂલતાઃ— બેન, અત્યારેતો ખાવું, પીવું, આનંદ કરવો તે જ ખરૂ સાર્થક છે વળી તું યુવાવસ્થાની ફુલબાગ જેવી શોભી રહી છે. તેથી આ યૌવન અવસ્થા પ્રાપ્ત થઇ તેની મોજ માણી લે. તે મોજ નહિ માણે તો વૃદ્ધાવસ્થામાં મોજ ગુમાવી તેનો પસ્તાવો થશે સમય કોઈ માટે રાહ જોતો નથી.

શ્રીદેવી— બહેનો, તમારૂં કથન બરાબર નથી. તમે કહ્યું કે સમય કોઇના માટે રાહ જોતો નથી જીવન સાગરના મોજાં માફક ચાલ્યા કરેછે. જીવન રેતીની ભીંત સમાન છે, અને પવન ચડયે દિવા સમાન

છે. તેને ખુટ્ટાતા કે પડી જતાં વાર લાગતી નથી. માટે જ ભગવાન મહાવીરે ગૌતમ પ્રભુને કહ્યું છે કે હે ગૌતમ ? સમયમાત્રનો પ્રમાદ ન કર.

વિલાસીની:—શ્રીદેવી તારા મનોભાવ અમે સમજી શકતા નથી.

ચારૂલતા–બેન, તું શ્રીમંત કુટુંબની એકની એક દીકરી એસ. એસ. સી. ભણેલી, યૌવનના ઉંબરે પહોંચી છે. તારૂં વેવિશાળ એક શ્રીમંત કુટુંબના શિક્ષિત નબીરા સાથે થયું છે. અને આવા સંયોગમાં તું આવા વિચાર કરે તે બરાબર છે ?

શ્રીદેવી:—બહેનો, હું જે કહું છું તે સત્ય છે અને મારો અંતર આત્મા પણ પોકારી પોકારીને કહેછે કે માનવ જીવનની મહત્તા તો એ જ છે કે કોઈ સદગુણી સંત શોધી સંયમી જીવન વિતાવી આ અસાર સંસાર સાગરને તરી જવો. આ સંસાર પાણીનો પરપોટો છે. વિજળીનો ઝબકારો છે. વાદળનો વિસ્તાર છે, અરે, પતંગિયાનો રંગ છે.

વિલાસીની:— બહેન તારા માતા–પિતા, તારા આ વિચાર જાણશે તો તેમને કેટલો આઘાત થશે, અરે ? કેટલું દુઃખ થશે ?

શ્રીદેવી— બ્હેન મને જરૂર ખ્યાલ આવેછે. આવા હજારો, અરે સેંકડો માતા–પિતાને રડાવીને આ આત્મા અત્યારે અહીં આવ્યો છે. અને જશે ત્યારે પણ આ માતા પિતાને રડાવીને જ જશે. કાંતો તેઓ મારાથી પહેલાં જશે, અને કાંતો હું તેમનાથી પહેલાં જઈશ. આયુષ્યનો શું અને ક્યારે બંધ પડશે તેનું શું આપણને જ્ઞાન છે ?

ચારૂલતા— બહેન. શ્રીદેવી, તારૂં સગપણ કર્યું છે. લગ્ન કરી જીવનની મોજ માણી લે, પછી પ્રભુ ભજન ક્યાં થતું નથી!

વિલાસીની— બેન ચારૂ, તું સાચું કહેછે. યૌવન સમયે યૌવન માણી લેવું. પછી વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્થ આશ્રમ તો જ એટલે માનવ જીવનને માટે સાંપડેલ તક જતી ન કરવી.

શ્રીદેવી— બહેનો બ્રહ્મચર્ય એ મોટામાં મોટું તપ છે. તે એક ચાર ખંડિત થાય તો માનવ જીવનના સંયમની મોટામાં મોટી ખામી છે. ભગવાન મહાવીર સ્વામીએ ફરમાવ્યું છે કે એક દિવસ બ્રહ્મચર્ય પાળવાથી ૧૮૦ ઉપવાસનો લાભ મળે છે. આવો અપૂર્વ લાભ કોણ મૂર્ખ હોય કે ક્ષણિક સુખમાં જતો કરે ? રાખમાં રત્ન રગદોળાય, અને રેતીમાં ઘી રેડયું. એવી મૂર્ખતા તો માનવ ન જ કરે. સમજ્યા બેનો ?

ચારૂલતા— બેન, અમારે તો લગ્નની મોઝ માણી પછી ધર્મ કરવો તે જ અમારી દઢ માન્યતા છે.

વિલાસીની— શ્રીદેવી બહેન, લગ્નની મોઝ ઉડાવવી તેવો અવસર માનવ જીવનમાં એકજ વખત સાંપડે છે તે અવસર ગુમાવ્યો એટલે માનવ જીવનની મઝાલુંટાઈ ગઇ, સમજી ?

શ્રીદેવી—બેન ? ફક્ત ત્રણ વરસ પહેલાં મુંબઇની અલબેલી નગરીમાં આપણા સમાજના એક યુવાનનાં લગ્ન થયા. કન્યા અત્યંત સ્વરૂપવાન મળી. બન્નેએ લગ્નનાં બીજા દિવસે તેમના મિત્રને લગ્નની પાર્ટી આપી લગ્નની પાર્ટીની મોઝ માણી સ્ટેશને લોકલ ટ્રેન પકડવા દોડયા. સામેથી એક ફાસ્ટ ટ્રેઈન આવી. તેથી બંને જણાના બબે કટકા થઈ ગયા. બોલો બેનો, કયાં રહ્યો લગ્નનો લ્હાવો ? અને કયા રહી લગ્નની મોઝ ! આ દાખલો તમારા અંતરચક્ષુ ખોલે છે.

ચારૂલતાઃ—બહેન ! તેની તો ખબર જ નથી !

વિલાસીની—શ્રીદેવી ! આતો ગજબ કહેવાય !

શ્રીદેવીઃ—એટલે જ બહેન ! સત્ય કહું છું કે માનવ જીવન આવું છે ! તે બંનેની અભિલાષા નાશ થઈ. તે બંનેના આશાની ઇમારત તુટી પડી તેમને કયાં ખબર હતી કે લગ્નનાં બીજે જ દિવસે આપણા બંનેનો જીવન દીપ બુઝાઇ જશે !

ચારૂલતાઃ—તો બેન, હવે તારી ભાવના શું છે. તે સ્પષ્ટ કહે.

શ્રીદેવી:—બેન ! અંતરની વાત કહું છું તે સાંભળ. જેની સાથે મારૂં વેવિશાળ થયું છે તેમને મેં સ્પષ્ટ કહી દીધું કે મારે સંયમી જીવન જીવવું છે. અને પ્રવજ્યા અંગીકાર કરવી છે, માટે તમે ભાઈ સમાન છે. અને તમે મને બેન સમાન ગણો. મારા સંયમી જીવનનાં દૃઢ સંકલ્પની સાથે આ તમારી બેન ભિક્ષા માગે છે, કેમ આપશો કે?

વિલાસીની:—બેન, પછી તેમણે શું કહ્યું ?

શ્રીદેવી:—કહું તેમના શબ્દોમાં. કહ્યું કે જો તમે દિક્ષાના પંથે જવાના હો તો તમારૂં જીવન ખંડિત કરવું નથી. આજથી તમે મારા બ્હેન છો. અને હું તમારો ભાઈ છું. તેમણે મને છેવટે આશિષ આપી કે સંયમ પંથમાં તમારૂં જીવન જોડી આ અસાર સંસાર તરી જઈ મોક્ષ પ્રાપ્ત કરો. તે જ મારી બેનડીને મારી આશિષ છે. અને તમે સંયમી બનશો ત્યારે તમારા દર્શન કરીને ધન્ય થઈશ.

ચારૂલતા:—ધન્ય છે. તે વીર બંધુને ?

વિલાસીની:—મારા હજારો વંદન હો તે ધર્મ બંધુને.

શ્રીદેવી:—એટલું જ નહિ. મારી દિક્ષા પછી તેમણે પણ દિક્ષા લઈને સંસાર સાગર તરી જવો અને સંયમી જીવન જીવવું તેવી ભિષ્મ પ્રતિજ્ઞા કરી છે.

ચારૂલતા:—વાહ, વાહ, આવા સુશિક્ષિત—એમ. બી. બી. એસ. થયેલાએ, આ સંસાર છોડી દિક્ષિત થવાની—પ્રવજ્યા અંગિકાર કરવાની પ્રતિજ્ઞા લીધી તેને કોટી ધન્યવાદ.

વિલાસીની:—શ્રીદેવી ? ક્યાં તમારા બંન્નેના લગ્નનાં કોડ-અને ક્યાં બંનેને દિક્ષિત થવાની ભાવના. ધન્ય છે બેન તમને બંન્નેને ધન્ય છે.

ચારૂલતા:—શ્રીદેવી ? તમારા: માતા-પિતાની આજ્ઞા શું છે ?

શ્રી– બેન, શ્રીમંત શેઠની હું એકની એક પુત્રી છું,

જેથી સ્વભાવિક રીતે મારા જવાથી મારા માતા-પિતાને દુઃખ થાય પણ મે કહ્યું કે હું તમારા જેવા ઘણા મા-બાપને રડાવીને તમારે ઘેર અવતાર લઈને આવી છું તે જ પ્રમાણે મારા મૃત્યુ બાદ રડવા કરતાં હુ સંયમ લઇને ફરીથી અવતાર ધારણ કરવો ન પડે તેમાં તમે રાજી કે નહીં ?

વિલાસિની– પછી શો જવાબ આપ્યો ? શ્રીદેવી.

શ્રીદેવી– તેમણે કહ્યું કે આ સંસાર દાવાનળ સમાન છે. આ અસાર સંસારમાં ભડભડતી લાયમાં ઝંપલાવી માનવ જીવન ગુમાવવું તે કરતાં સંયમી બની સંસાર સાગર તરીજા તેમાં અમે ઘણાજ ખુશી છીએ અને કહ્યું કે સંયમ લેવામાં એક પળ પણ ગુમાવીશ નહિ. કારણકે " ટાઇમ ઇઝ મની " જીંદગીનો ભરોસો નથી. મૃત્યુ તને ઝડપીસે તે પહેલાં દિક્ષિત બની જા. અમારી તને આજ્ઞા છે. તારા પછી અમો પણ તે જ પથે જાશું અને માનવ જીવનનું સાર્થક કરી લેશું. તે જ અમારી ભાવના છે. અને ભગવાન અમારી મનોકામના પાર પાડે. સ્વજન સ્નેહીઓ આ પ્રિય શરીરને મરણ પામતાં બાળી નાખશે. સમય વીતતાં ભુલી સહુ જતાં, અવર સાથ એ સ્નેહ બાંધશે.

ચારૂલતા–શ્રીદેવી ? કયા ગુરૂજી પાસે દિક્ષા અંગીકાર કરવી છે ?

શ્રીદેવી– અત્યારે બિરાજતાં પંડિત રત્ન મહાન તપસ્વી જ્ઞાની ધ્યાની વ્યાખ્યાની મહારાજ સાહેબ...બીરાજે છે. હું જરૂર ઇચ્છા રાખું છું કે તેઓ મને શિષ્યા તરીકે અપનાવશે.

વિલાસીની — તો શ્રીદેવી મારે તથા ચારૂને પણ દીક્ષા લેવી છે. સંસારમાં કાંઇ નથી. લગ્ન કરી જીવન બરબાદ કરવા કરતાં ભડભડ બળતા સંસારમાંથી તરી જઈ સંયમી જીવન ગુજારી મોક્ષ ગતિ મેળવી તેજ માનવ જીવનનું સાર્થક છે. માનવ જીવન દેવો પણ ઝંખી રહયાં છે. તો આવો અમુલ્ય અવસર અમારે જતો નથી કરવો.

ચારૂલતા- બેન ? મારી પણ એજ ભાવના છે. અમને બંનેને તમારી સાથે દિક્ષિત બનાવો તેવી વિનંતી કરૂં છું.

શ્રીદેવી- આવો બેનો આવો. આજે હું તમને મારા હૃદય પૂર્વક ચાહું છું કારણકે તમો જે પ્રમાદ રૂપી પથારીમાં પોઢયાં હતાં, મોહ-રૂપી પકળ તમને ચડી ગયા હતા, યુવાનીમાં દિવાના બન્યા હતા, ભોગ વિલાસમાં લુપ્ત બન્યા હતા તે બધું ફગાવીને તમે વૈરાગ્યનાં પંથે આવ્યા. એટલુંજ નહિ પ્રવજ્યા અંગીકાર કરવા માટે તૈયાર થયાં તે બદલ આશીર્વાદ. આજે મારા હર્ષનો પાર નથી. ચાલો બેનો ચાલો જલ્દી ચાલો, આપણે આત્મ સાધના સાધીએ અને જૈનધર્મનો ઝંડો ફરકાવીએ.

વિલાસિની- ચાલો બેન જલ્દી ચાલો. સમય માત્રનો પ્રમાદ ન કરવો. જય જિનેન્દ્ર.

---

## (૨૫) અસાર સંસાર

### રચયિતા: ચંદન એચ શાહ-સુરેન્દ્રનગર

માતાઃ-બેટા સુબોધ! આજે મહાવીરજયંતી છે. આજે તો આવીશ ને ઉપાશ્રયે ?

સુબોધઃ-( છણકો કરીને ) મમ્મી, તને કેટલી વખત કહ્યું કે ઉપાશ્રયનું નામ લઇને મારૂં માથું ન પકવ ?

માતાઃ—એવું ન બોલીએ. ઉપાશ્રયે ન જઇએ તો કાંઇ નહીં, પરંતુ બોલીને કર્મ તો ન બાંધીએ.

સુબોધઃ-કર્મ શું ને વાત શી ? જ્યાં આપણો દેહ બળીને રાખ થઇ જાય છે ત્યાં પછી કર્મ ભોગવવાની વાત કયાં રહી ?

માતાઃ—પુનર્જન્મ પામતો માનવી એના આગલા ભવના કર્મો નું ફળ જ ભોગવતો હોય છે.

સુઘોષાઃ—પણ મમ્મી, પુનર્જન્મ હોય જ કયાથી? દેહ બળીને તો રાખ જ થઈ જાય છે ને? મને તો પેલો ચાર્વાક મત ગમે છે કે '**ऋणं कृत्वा घृतं पीबेत्** ।' દેવું કરીને પણ ઘી–દૂધ પીઓ—આ જીવન માણો, પછીની કોને ખબર છે?

માતા—હું તો હારી સુઘોષા, તારાથી. હું તો હવે જાઉં છું ઉપાશ્રયે (રાત્રીની ગોદમાં સુઘોષા ઘસઘસાટ ઊંઘે છે: અચાનક તેની આંખો સામે એક અલૌકિક તેજનું વર્તુળ દોરાય છે. તેમાંથી એક દિવ્ય પ્રભાવાળા મુનિ પ્રકટે છે.)

મુનિઃ—બેટા સુઘોષા! ઊઠો—જાગૃત થઈને જે થાય તે જુઓ.

સુઘોષાઃ—મમ્મી, મને કાલે રાત્રે કેવું સ્વપ્ન આવ્યું હતું! શું સમજવું મારે!

માતાઃ—શું જોયું સ્વપ્નમાં?

સુઘોષા—એક અલૌકિક તેજના વર્તુળમાં એક દિવ્ય મુનિ હતા. તેઓએ મને જાગૃત થવા કહ્યું. તેઓ સુંદર રીતે સ્તુતિ બોલતા હતા, તેમનું દર્શન ભવ્ય હતું!

થોડી જ ક્ષણો પછી તે તેજ વર્તુળ ઉપર ચાલ્યું, ઊંચે ગયું ખૂબ ઊંચે ગયું, જ્યાં સુંદર ને મનોહર એવા દેવ ને દેવીઓ તેમનું મંગળ સ્વાગત કરવા ઊભા હતા. તેઓ પણ મુનિને નમતા હતા. આ બધું શું મમ્મી? દેવો પણ નમે તેવા મુનિ?

મમ્મીઃ—(ખુશ થઈને) જો બેટા, એ મુનિ તપ કરતા હશે. ઉગ્ર વૈરાગ્યદ્વારા મોક્ષે ગયા, તેથી દેવ–દેવીઓ પણ તેવા ઉચ્ચ પદ પ્રાપ્ત કરેલા મુનિને વંદન કરતા હશે.

સુઘોષા—મમ્મી, એ પદ કેટલું ઉત્કૃષ્ટ કહેવાય? એ વૈરાગ્ય કેટલો શ્રેયસ્કર ગણાય? જે ધર્મના તે મુનિ હશે તે ધર્મ પણ કેટલો ભવ્ય કહી શકાય!

માતાઃ—સુઘોષા, તે જ રીતે આપણો જૈનધર્મ પણ ઉગ્ર તપ

ને પ્રખર વૈરાગ્ય દ્વારા મોક્ષ તરફ અંગુલિનિર્દેશ કરે છે.

આપણા ધર્મધુરંધર મહાવીર સ્વામી એ એવું જ દૃષ્ટાંત છે ને? તું એવું કાંઈક વાંચે, સાંભળે, સમજે, તો તને પણ એ દિવ્ય આનંદની કાંઈક ઝાંખી થાય.

સુઘોષા:— સાચે જ મમ્મી, આ સંસાર અ–સાર છે એવું એવું તો મારા પુસ્તકોમાં મેં વાંચ્યું જ છે. તો એવા અ–સાર સંસારમાં મનને ન પરોવતાં સાર ગ્રહણ કરવા પ્રયત્ન કરવો જોઈએ, એવું હવે મને લાગવા માંડયું છે, અને તે માટે હવે તું કહીશ–બતાવીશ, તે પ્રમાણે કરવા હું તૈયાર છું.

માતા:— એમ ને! "જાગ્યા ત્યાંથી સવાર" તો ચાલ ઉપાશ્રયે, હજી પર્યુષણ ચાલે છે. તું આપણા પુસ્તકોદ્વારા પણ ઘણું સમજી શકીશ.

સુઘોષા:— ચાલો ત્યારે, હું આવું છું. તૈયાર થઈને. (ગણગણતી તૈયાર થાય છે.)

'જીવન' કેરા 'વ્યોમ'માં 'સુખ' કેરું તારલીયું,
ઘડીકમાં એ ઝબુકતું, ને ઘડીકમાં એ આથમતું.
ક્યારે એ તો ખરી જ પડશે, એ તો કોઈથી કહેવાય ના,
કેવી છે કુદરતની કરામત, એ તો મને સમજાય ના.

---

## (૨૬) મોટા ઘરની દીકરી

(મો. શાહ નીલા રસીકલાલ–અમદાવાદ)

(સૌરાષ્ટ્ર સ્થા. જૈન સંઘ–પાઠશાળા)

પાત્રો—રુક્મણી, નંદુબેન, નીલમ, યમુના, હર્ષદરાય, નવનીતરાય.

રુક્મણી—નંદુબેન, મારા નવનીતના લગ્ન શ્રીમંત હર્ષદરાયની પુત્રી નીલમ સાથે થયા, તેથી સંસારનો બોજો મારા પરથી હળવો થયો.

માથા પરનો બોજો ઘટયો.

નીલમ— જુઓ બા, હું એમ. એ. સુધી ભણેલી, મારું બદન નાજુક, અને વળી શ્રીમંત કુટુંબમાં લાડકોડથી ઉછરેલી, એટલે તમે મારી પાસે કપડાં, પાણી તથા એઠવાડ કરાવો તે કેમ બને ! હું તો ફક્ત રસોઇ જ કરી આપું, અને તેમાં પણ તમે મદદ કરો તો, બાકી માફ કરજો બા, મારાથી બીજું કોઈપણ કામ થશે નહીં.

રુક્મણી— નીલમ વહુ, તમે તમારા પિયરમાં ગમે તેવી સાહ્યબી ભોગવી હોય, પરન્તુ સાસરામાં તો ઘરનું કામ કરવું જ પડે.

નીલમ— બા, મેં પિયરમાં કોઈ દિવસ આવું કામ કર્યું નથી. અને હવે સાસરામાં તો સુખ હોવું જોઇએ ને! નહિ કે આ પ્રમાણે ઘરકામમાં ઢસરડા કરીને આ અમૂલ્ય જીવનને વેડફી નાખવું.

નવનીતદાસ— કેમ બા, હવે તારા માથા પરથી ઘરકામનો બોજો ઓછો થયો ને? હવે સવાર સાંજ વ્યાખ્યાન શ્રવણ, સામાયિક, પ્રતિક્રમણ વગેરે ધાર્મિક પ્રવૃત્તિમાં જીવન વ્યતીત કરવું અને વૃદ્ધાવસ્થામાં આરામ કરવો.

રુક્માણી— બેટા નવનીત, તને પરણાવ્યા પછી મારા માથા પરથી ઘરનો બોજો ઘટયો નથી, પણ વધ્યો છે. નીલમ કહે છે કે– આઠવાગે ન્હા પાણી તૈયાર જોઈએ. વળી તે કહે છે કે, તેનાથી કપડાં, પાણી, એઠવાડનું કામકાજ તો બનશે જ નહિ. પોતે M.A. ભણેલી, શ્રીમંત પિતાની એકની એક પુત્રી, તેને આવું ઘરનું કામકાજ તો સોંપાય જ નહિ.

નવનીત— શું કહે છે બા! આ તો સાસરું છે, પિયર નથી. તેણે ઘરકામ તો કરવું જ જોઇએ. હું તેને શીખામણ આપીશ. (નિલમ પ્રત્યે) તેં બાને ઘરકામ કરવાની ના પાડી તે તારા જેવી શિક્ષિત, ખાનદાન, કુટુંબની દીકરી માટે શોભાસ્પદ છે?

નીલમ— જુઓ નવનીતરાય, મે તમારી સાથે લગ્ન કર્યા છે તે માનવજીવનની મોજ માણવા માટે, નહીં કે ઘરકામ કરી તુટી મરવા માટે, સમજ્યા ?

નવનીતરાય–નીલમ, તે નહિં બને, ઘરકામ તો કરવું જોઈએ, તેમાં જ શિક્ષિત ગૃહિણીની સાચી શોભા છે અને આ અવસ્થામાં આરામ આપી ધર્મધ્યાન માટે પૂરતો સમય આપવો જોઈએ. આર્ય કન્યાઓ આ સરકાર ભૂલી ક્ષણિક સુખમાં રાચવાનું પસંદ કરશે તો આર્યસંસ્કૃતિની પડતી થશે. કુલિન કન્યાના લક્ષણ બધે સુવાસ ફેલાવનારા હોય

નીલમ—નવનીતરાય. તે નહિં બને. તમને ઠીક લાગે તેમ વિચાર કરજો, નહીં તો હું મારા પિયર ચાલી જઈશ સમજ્યા ? કેળવાયેલ કન્યા ઉપર આવો ઘરકામનો બોજો લાદશો તે નહીં ચાલે, નહીંતર કાયદેસર પગલા લેતાં હું બીલકુલ અચકાઈશ નહીં, સમજ્યા, માય ડીયર ?

નવનીત—તો પછી તું તારે અત્યારેજ તારા પિયર ચાલી જા.

નીલમ–તો હું અત્યારે જ જાઉં છું મિસ્ટર, ગુડ બાય,

યમુના–બેટા નીલમ, કેમ અચાનક સાસરેથી આવી ?

નીલમ–બા. શું કરું ? સાસરે તો ઘરકામમાં દટાઈ મરું છું. સવારે વહેલા ઉઠાડે, રસોઇ કરવા બેસાડે, એઠવાડ કઢાવે, પાણી ભરાવે. એક મીનીટનો પણ આરામ હરામ છે. બા હવેથી હું સાસરે નહીં જાઉં.

યમુના–બેટા, હું હમણાંજ તારી સાસુ પાસે જઈને લડાઇ કરું છું. તું અહીં રહે.

રૂક્ષ્મણી– ઓ હો હો હો ! પધારો પધારો વેવાણ.

યમુના—શું પધારે, ધૂળ ! તમારે ત્યાં મારી ભણેલી, સુકુમાર દીકરીને આવા ઘરકામ કરાવીને મારી નાખવા માગો છો. ! તમે શું સમજો છો ? મારી દીકરી મુંઝાઈને આપઘાત કરશે તો તમારા

અને જમાઈના બાવડાં બંધાવીને ઢસડતાં મને વાર નહી લાગે સમજ્યા ?

રૂક્ષ્મણી—વેવાણ, પારકી દીકરી આપણે ત્યાં અને આપણી દીકરી પારકે ઘેર મોકલીએ છીએ. વેવાણ ! ઘરકામ તો રાજકન્યા હોય તેને પણ કરવું પડે. તમારી દીકરીને સાચી શીખામણ આપવાને બદલે, ઉલટા અહીં લડવા આવો છો તે ઠીક ન કહેવાય.

યમુના–રૂક્ષ્મણીબેન, હું સમજું છું પણ મારી દીકરી રસોઇ સિવાય બીજું કાંઇ જ કામ નહીં કરે, સમજ્યા ? તમે સમજીને તેની ઇચ્છા પ્રમાણે ઘરમાં રહી આનંદ કરો. સમજ્યા ! નહીં તો મારા જેવી બીજી કોઈ ભાળી નહીં હોય !

નવનીતઃ–બા, બા, આ શી ભાંજગડ ચાલે છે ?

રૂક્ષ્મણી–ભાઇ, તારી સાસુ કહે છે કે, તારી વહુને ઘરમાં કાંઇ કામ કરાવવું નહિ, ઘરકામ બધું મારે કરી, તેને મોજ શોખ અને આરામ આપી બેસાડી રાખીને મારે તેનું પૂજન કરવું ?

નવનીત—હું સાફ કહી દઉં છું કે, તમારી દીકરીએ ઘરકામ તો કરવું જ પડશે; તે, ઘરમાં બેસી રહે અને મારી બા કામ કરીને તૂટી મરે, તે નહિં જ બને, ભલે તમારી દીકરી ભણેલી અને લાડ કોડમાં ઉછરેલી હોય, તે પિયરમાં પોષાય, પણ સાસરામાં તો નહિં જ.

યમુના–જમાઈરાજ, મારી દીકરી તમારે ત્યાં ઘરકામ કરીને તૂટી નહિં જ મરે. તે માટે, મેં તેનાં લગ્ન તમારી સાથે નથી કર્યાં, સમજ્યા ? મારી દીકરી તમારે ત્યાં આવું દુઃખ હોઇ, કદાચ આપઘાત કરશે અથવા તમે તેનું ખૂન કરશો–હેરાન કરશો તો તમારા ઉપર કોર્ટમાં દાવો માંડીશ અને ખૂનનું અંતિમ પરિણામ શું આવે છે તે તો તમે જાણો છો. ને ? આ માટે તૈયાર રહેજો.

નવનીત–તમે શું કહો છો ? તમારી દીકરી આપઘાત કરશે અથવા અમે તેનું ખૂન કરશું ! આવા શબ્દો તમારા મોઢેથી બોલતાં

તમને શરમ નથી આવતી ? આ જ તમારી ખાનદાની છે ?

હર્ષદરાય—નીલમ, આ શી ધમાલ માંડી છે ?

યમુના—શી ધમાલ ! તમારે કાંઈ જોવું છે કે દીકરીને સાસરાનું સુખ છે કે દુઃખ !

યમુના—બાપુજી ! મને તમારા જમાઈ અને વેવાણ ઘાટીની પેઠે કામકાજ કરાવે છે. જુઓને ! આ મારું શરીર કેવું થઈ ગયું છે !

યમુના—એટલા માટે જ મેં જમાઈ તથા વેવાણને ખુબ જ ઠપકો આપ્યો છે ને છેવટે કહ્યું છે કે, મારી દીકરી કંટાળીને આપઘાત કરશે અથવા તમે તેને મારી નાખશો તો ન્યાયની કોર્ટમાં કેસ કરી તમને ફાંસી કે જન્મ ટીપની સજા કરાવીશ.

હર્ષદરાય—અરે, આ શું બકી આવ્યા ? સજ્જન માણસના મુખમાંથી આવાં વેણ કેમ નીકળે ?

યમુના—તો દીકરીને ઘરકામમાં દારી દઇ તેનો જાન ન લેવાય સમજ્યા ? દીકરીના બાપ થઇને તમને દીકરીની દયા નથી આવતી ?

હર્ષદ—બેટા નીલમ, તુ કેળવણી પામેલી શ્રીમંત જૈન કુટુંબની કન્યા છે. તને એટલી ખબર નથી કે, "પિયરની પાલખી કરતાં સાસરાની શળી સારી" ગમે તેટલું દુઃખ હોય તો પણ થોડા સમય પછી સુખ આવશે તે આશાએ દુઃખ સહન કરવું તે જ ખરી કુલીનતા છે. બેટા ! સાસરે કામ તો કરવું પડે. હું ટુંક સમયમાં બંદોબસ્ત કરીશ, પણ અત્યારે તું સાસરે જા. (નીલમ સાસરે જાય છે)

રૂક્ષ્મણી—બેટા નીલમ, તમે આવ્યા તે બહુ સારૂં કર્યું.

નીલમ—બા, હવે મને મારી ભૂલ સમજાઈ ગઈ છે. હવેથી હું આપણા જ કુટુંબમાં રહી આપની સેવા—ચાકરી કરીશ અને આપના સુખમાં મારૂં સુખ માનીને જ રહીશ.

રૂક્ષ્મણી—બેટા, નીલમ, તને ધન્ય છે. (જય જિનેન્દ્ર)

# (૨૭) પતિ–પત્નીનો સંવાદ

**( સૌ. હંસાબેન રમણીકલાલ વોહ–સુળી )**

( રાગ–સકલ મંગલ મહામંગલ )

પતિ—હે ભગવાન, શું આ સંસાર, શું આ જગત, કાંઈ સમજાતું નથી. શું આ બધામાંથી છૂટવાનો કોઈ માર્ગ હોઈ શકે ખરો ? હા, સંયમ જ આ બધામાંથી છૂટવાનો માર્ગ છે.

( પત્નીને )—રજા આપો મને શાણી, જવાને પાસ ગુરુની,
નથી સંસારમાં રહેવું, કર્યો નિશ્ચય હવે દિલથી.

પત્ની—થયું 'તું નાથ સાધુ તો, પરણવા કેમ આવ્યા' તા.
વળી મુજ હસ્ત ઝાલીને, તમારે ઘેર લાવ્યા તા.

પતિ—હતો અજ્ઞાન હું જેથી, તમારો હસ્ત ઝાલ્યો તો,
ગુરુ ઉપદેશથી સમજ્યો, તરત મેં મોહ તજી દીધો

પત્ની—ર્યાતા ચોરીમાં ફેરા, બિંદણા તો હસ્ત બાંધ્યા તા,
વળી લઈ સ્નેહીઓ સાથે, અમારા ઘેર આવ્યા તા.

પતિ—કદી જો આવશે મૃત્યુ, નહિ ચાલે કશું તારું,
વળી મુજ હસ્ત જો ઝાલીશ, જતાંયતુ તે જશે ચાલી

પત્ની—દીધા તા કોલ શું વહાલા, પછી મેં લગ્ન લીધા તા,
ગયા શું તે તમે ભૂલી, હજુ વય નાથ નાની છે.

પતિ–થશે સ્નેહિ બધા ભેગા, વળાવા આવશે વ્હાલા,
ફરે સ્મશાનથી પાછા, કરે શું ? સ્નેહિઓ મારા.

પત્ની–તજી આ નાથ પ્રિયાને, અરે ઓ નાથ શું જશો ?
પછીથી શું થશે મારૂં, દયા દિલમાંહી લાવોને.

પતિ– ખરી જો હોય પતિભક્તિ, જવા દે માર્ગ મહાવીરને,
લીધો આ માર્ગ મહાવીરે, મને તે માર્ગ લેવા દે.

પત્ની–કહું શું વાત હું તમને, થયા છ માસ પરણ્યાને,
સુંબેની નાથ અહિં રહોને, રહીશું આપણે બે

પતિ–ધન્નાજી પણ હતા એવા, તરત ત્યાગી બન્યા કેવા,
તજી બત્રીસ નારીને, ગયા શાલિભદ્ર સમ વીરા.

પત્ની–શું દીઠી મુજમાં ખામી, તમે હે નાથ શુ શાણા.
નથી કાંઈ રૂપમાં ખામી, ન તજશો મુજને સ્વામી.

પતિ–સુબાહુ, ગજસુકુમાર જેવા, હજુ છે નામ અમર તેના,
જુવોને શાસ્ત્રની માંહિ, નીકળશે નામ પણ તેના.

પત્ની–થશું મોટા પછી જાશું, ઉતાવળ નાથ ના કરશો,
તમારી સાથ હું આવીશ, ન ચિંતા લેશ પણ કરશો.

પતિ–ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે,
મૂકી રાજમહેલ ને માતા, અરે વનવાસ જવાનું છે.
નથી વિશ્વાસ આ તનનો, ઘડીમાં શું થવાનું છે,
મૂકી માયા અને મમતા, મરણ આધીન થવાનું છે.

પત્ની—ખપાવા પાપ આ શાણી, તમારી સાથ આવે છે,
કરો સંગાથ આ દાસી, તજી સંસાર–આવે છે.

---

## (૨૮) સાસુ વહૂનો સંવાદ

(શાહ નીલા રસીકલાલ–અમદાવાદ)

પાત્રો–સાસુ, વહૂ, પાડોશી નં. ૧, પાડોશી નં ૨, નણંદ.

સાસુ—અરે સુષમા, એ સુષમા, અલી ઓ સુષમા વહુ!

વહુ–અરે, આ આવી બા, આમ ઉતાવળા શું થાવ છો?

સાસુ–જો સાંભળ, કાલથી મારે ઉપવાસ કરવાના છે. અઠ્ઠમ–તેલો કરવાની ભાવના છે. તો આ ઘર ત્રણ દિવસ બરાબર સંભાળજે. અને કોઈ આવે તો એમ કહી દેજે કે મારાં બા ઘેર નથી એટલે અહિંયા રહેવા, બેસવાની સગવડ થાય તેમ નથી.

વહુ—અરે બા, એમ તે કાંઈ કહેવાય ? તમે નથી, પણ હું તો છું જ ને !

સાસુ—બેસ, બેસ, હવે, મોટી ડહાપણ વાળી ના જોઈ હોય તો, હું કહું તેમ તારે કરવાનું સમજીને ! હું તને લાવી છું, તું મને નથી લાવી.

વહુ—તો બા, તમે કહેશો એમ કરીશ.

સાસુ—હું ઉપાશ્રયે જાઉં છું. તો ઘર સંભાળીને બરાબર રાખજે.

પાડોશી નં ૧—હાય બાપ, આ ડોસીએ તો ગજબ કર્યો છે. વહુને એક મીનીટ પણ જંપવા દેતી નથી.

પાડોશી નં ૨—હા, સાચી વાત છે. હશે, બાપ, હશે. આપણે શું ? સૌનાં કર્યાં સૌ ભોગવશે. અરે સુષમા ભાભી ! તમારી સાસુએ સુખડ ઘસીને ચોપડવા બોલાવ્યા છે.

વહુ—(સાસુ પાસે જઈને)—કેમ બા, શાતા છે ને ?

સાસુ—અલી ! આટલી બધી મોડી કેમ આવી ?

વહુ—બા, જરા ઘરકામ કરતાં મોડું થઈ ગયું. લાવો બા, પગ દબાવું ?

સાસુ—અરે, આ તે પગ દબાવવાનાં તારા લક્ષણ છે ! તારી માએ તને પગ દબાવતાંએ શીખવ્યું નથી ?

વહુ—બા, કાલે કેટલા વાગ્યે તેડવા આવું ?

સાસુ—કાલે સવારે સાડા સાત વાગ્યે તેડવા આવજે. જરાય મોડું ન થાય હો !

વહુ—બા, કાલે પારણામાં શું બનાવું ?

સાસુ—ગરમ ગરમ રાબડી બનાવજે. ને તે પણ તમે ખાવ છો તે ડાલડા ઘીની નહિ, વળી મારા માટે લાવેલ ચોકખા ઘીનો સીરો બનાવજે અને આઠ દશ પાપડ શેકીને રાખજે. ભૂલતી નહિં હો !

(વહુ જાય છે)

સાસુ—અલી વહુ,! આટલી બધી મોડી કેમ આવી?

વહુ—પણ બા, જરા પારણાની તૈયારી કરવા રહી એટલે મોડું થઈ ગયું.

સાસુ—અલી વહુ, આ તે તારા પારણાં કરાવવાના ઢંગ છે! આમ તે કાંઈ પારણું કરાવાય? પારણામાં મગ વિના તે કાંઇ ચાલતું હશે!

વહુ—બા, ઉતાવળમાં હું મગ પીરસવા તો ભૂલી ગઇ.

નણંદ—અરે બા, આ શી ધમાલ માંડી છે? જેમ તમારે અઠમ છે તેમ ભાભીને પણ અઠમ છે. બોલો, તમે મહાન કે ભાભી મહાન?

સાસુ-વહુ મને માફ કરજે. મેં તને ઘણી હેરાન કરી. વીતરાગના સાચા શાસનને હુ ઓળખી ન શકી. હે પ્રભુ! હવે મારું શું થશે?

નણંદ—બા, હવે પસ્તાવો કરવાની કાંઈ જરૂર નથી. જ્યારથી જાગ્યા ત્યારથી સવાર. તપ એ ક્ષમા, શાંતિ અને સંયમનો બોધપાઠ શીખવે છે

વહુ—બા, મને માફ કરજે, આપનું હૃદય કુણું થયુ એ તપનો જ અજબ પ્રભાવ છે......જય જિનેન્દ્ર.

---

## ૨૯ સાદાઈ અને ફેશન

(બો. સુરેખા ભાઇલાલ તલસાણીયા)

સૌરાષ્ટ્ર સ્થા. જૈનસંઘ જૈનશાળા–અમદાવાદ

પાત્રો–રંજન અને સુહાસ

રંજન–સુહાસબેન, તમે બી એ. થયા, પણ તમારી ગામડા-
-શાહી રહેણી-કરણી હજી ગઈ નહિં!

રંજન–તમે માનો એટલે આખી દુનિયા એમ માને એવું કાંઈ હોતું નથી.

સુહાસ–આપણે દુનિયા માટે જીવતા નથી, આપણે તો આપણા માટે જીંદગી જીવીએ છીએ.

રંજન–ફેશન અને ટાપટીપ જગતમાં ઘણીવાર મહત્વનું સ્થાન અપાવે છે. કહેવત છે કે–"એક નૂર આદમી, હજાર નૂર કપડાં અને લાખ નૂર નખરા"

સુહાસ–બહેન, આ કહેવત પ્રમાણે સૌ ચાલે તો, મનુષ્યલોક ખરેખર નરકનું ધામ બની જાય. મનુષ્ય સારી ગતિ પણ મેળવી શકે નહિ. ધર્મનું નામ નિશાન પણ જોવા મળે નહિં

રંજન–બહેન, હવે તમે કહો છો તે મને બરાબર સમજાય છે. ખરેખર, સાદાઈ એજ વખાણવા લાયક ઉત્તમ ગુણ છે

સુહાસ–બહેન, હવે તમને લાગે છે ને કે, શરીરની ટાપટીપ અને વધુ પડતી ફેશન, એ ભવિષ્યમાં આફતને આમંત્રણ આપે છે!

રંજન–અવશ્ય, અવશ્ય. હવે હું જરૂર સાદાઈથી જીવન ગાળીશ અને ઉપાશ્રયમાં આવી જીવન–ઉત્કર્ષ સાધનાર ધર્મ ક્રિયાઓને અપનાવીશ. જય જિનેન્દ્ર!

---

## ૩૦ નમિરાજાનો ગૃહત્યાગ

(સંપાદક: ચિમનલાલ મણીલાલ શાહ–અમદાવાદ)

નમિરાજા રાજદરબારમાંથી હંમેશ કરતાં આજે વહેલા આવે છે. વસ્ત્રો–આભૂષણો ઉતારે છે, શરીરમાં ઉષ્ણતા જેવું જણાય છે, તેથી સ્વયં બોલે છે.–

"આજે શરીરમાં કાંઈક થઈ રહ્યું છે. શરીર સમતોલ રહેતું હતું તેને બદલે ગરમ રહે છે. કપડાં કાઢી નાખ્યા છ . . .

અગ્નિ પાસે એકો હોઉં તેવું લાગે છે, આહા ! આ શરીરમાં એકા-એક શા ફેરફારો થયા? મારી દિનચર્યા કે ખોરાકમાં કાંઇ ફેર થયો નથી, છતાં આમ કેમ? બધા સ્વજનોને તથા રાણીઓને જણાવીશ તો બધા ચિંતામાં પડી જશે અને બધાને અશાંતિ થશે. પણ રહેવાતું નથી તેથી મંત્રીને બોલાવું, તે ઉપાય કરશે."

નમિરાજ—કોણ હાજર છે ?"

સેવક–હજુર, સેવક હાજર છે, "સેવકે આવી નમસ્કાર કરી કહ્યું.

નમિ–તુરતો તુરત મંત્રીજીને બોલાવી લાવો.

સેવક–" જી, હમણાજ બોલાવી લાવું છું "

(મંત્રીશ્રી, તથા સેવક બંને પ્રવેશ કરે છે. અને બંને પ્રણામ કરે છે.)

મંત્રી–" આપે મને એકદમ બોલાવ્યો, તો શી આજ્ઞા છે" ?

નમિ–મંત્રિશ્રી, મને આજે શરીરમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળતી હોય તેમ જણાય છે. તેનો જે યોગ્ય લાગે તે ઉપચાર કરો. રાજસભામાંથી તમે પણ થાકીને ઘેર ગયા હશો, હું જાણું છું કે તમારે આરામ કરવાનો વખત છે, પરંતુ મારાથી રહેવાતું નથી તેથી તમને બોલાવવા પડયા છે. "

મંત્રી–આપ મારી ફીકર ન કરો. રાજસભામાં જ મને એમ લાગ્યા કરતું હતું કે આપ હંમેશની જેમ આજે સ્વસ્થ નથી. પરંતુ મેં મારી લાગણી દબાવી રાખી હતી. આપની બેચેનીનું કારણ હવે સમજાયું. હું હમણાંજ જાતે જઈ વૈદ્યોને બોલાવી લાવું છું, અને તેમની સલાહ લઈ ઉપચારો શરૂ કરૂં છું.

(ચાર રાજ વૈદ્યો પ્રવેશ કરે છે. સાથે મંત્રી અને રાજ્યના બીજા માણસો હોય છે.)

રાજવૈદ્યો આવીને નમિરાજને તપાસે છે, તપાસીને પરસ્પર મંત્રણા કરે છે અને મંત્રીશ્વરને જણાવે છે.

રાજવૈદ-અમો બધાનું એક જ નિદાન છે કે રાજાજીને દાહજવરનો રોગ ઉપડી આવ્યો છે. અમે તે માટે ઔષધિઓ આપીએ છીએ પરંતુ દર્દના તાત્કાલીક શમન માટે એક જ ઉપાય છે, ચંદનનો લેપ. ચંદન ઘસી ઘસીને શરીર ઉપર ચોપડવાનો પ્રબંધ કરો. લેપ કરતા જ રહો."

રાજાજીની અસ્વસ્થતાની ખબર જાણી, રાણીઓમા ખળભળાટ મચી ગયો બધી રાણીઓ મંત્રીને બોલાવે છે મંત્રી રાજ્યવૈદ્યો પાસેથી નીકળી રાણીઓ પાસે પહોંચે છે.

મંત્રી– "આપ ચિંતા ન કરશો. રાજા સાહેબની તબીયત સારી છે. ફક્ત દાહજવરની પીડા ઉપડી આવી છે તેને માટે ચંદનનો લેપ કરવાનો છે તેની વ્યવસ્થા કરૂં છું"

રાણી–રાજાજીને લેપ કરવાનો હોય તેને માટે વ્યવસ્થા કરવાની હોય? લેપ કરવા માટે ચંદન અમે જ ઘસીશું. અમે રાજાજીના ખબર અંતર પૂછી આવીએ, અને બીજી કાંઇ સેવા કરવાની હોય તો કરીએ દરમ્યાનમા રાજાજીના ખંડની બાજુના ખંડમા જ ચંદન ઘસવાની બેઠકો ગોઠવાવો."

થોડી વારમા રાણીઓની બેઠકો ચંદન ઘસવા માટે ગોઠવાઈ ગઈ અને બધી રાણીઓ એકી સાથે ચંદન ઘસવા લાગી જાય છે.

દાહજવરની પીડા સહન ન થાય એટલી ઉગ્ર હદે પહોંચી છે. નમિરાજા અકળાય છે. એવામા કાને ખણુણુ એવો અવાજ આવે છે તેથી વધારે અકળાય છે. એથી મંત્રીને પૂછે છે–

નમિરાજ–આ સહન ન થાય તેવો અવાજ શેનો આવે છે?"

મંત્રી–જી, એ અવાજ કંકણોનો છે. આપના માટે રાણીઓ ચંદન ઘસે છે, તે ઘસતી વખતે હાથ આગળથી પાછળ અને પાછળથી આગળ જાય ત્યારે કંકણો ટકરાય તેથી અવાજ થાય છે."

નમિ–એ અવાજ બંધ કરાવો. મારાથી સહન થતો નથી."

(તુરતજ મંત્રીએ રાણીઓ પાસે જઈને કહ્યું.)

મંત્રી—કૃપા કરી આપ એક એક કંકણ સૌભાગ્ય ચિન્હ તરીકે રાખી બીજા કંકણો કાઢી નાખો, અને પછી ચંદન ઘસો. મહારાજથી કંકણોનો અવાજ સહન થતો નથી.''

(રાણીઓ તો રાજાજીને સુખ ઉપજે તેમ કરવા તૈયાર હતી. તેમણે ટપોટપ કંકણો કાઢીને ઢગલીઓ કરી. ચંદન ઘસવાનું ચાલું રહ્યું, અવાજ બંધ થયો.)

(નમિરાજાને કાને આવતો કંકણનો અવાજ બંધ થયો. બહારથી કાંઈક શાંતિ થઈ. પરંતુ અંદરથી દાહજ્વરની પીડા બળું બળું કરતી હતી. ચંદન ઘસાઈને આવે તેની રાહ જોતા હતા. તેમને લાગ્યું કે અવાજ બંધ થયો એટલે ચંદન ઘસાઈ રહ્યું હશે. તેથી આતુરતાપૂર્વક પૂછ્યું—

નમિ—ચંદન ઘસાઈ રહ્યું ?

મંત્રી— જી ના, ચંદન ઘસવાનું તો ચાલુ જ છે. આખા શરીરે સારા પ્રમાણમાં લેપ કરવાનો છે. હવે થોડીવારમાં જ ઘસાઈને આવી રહેલ છે.

નમિ—તો પછી અવાજ બંધ કેમ થયો ?

મંત્રી—આપને કંકણોના ખડખડાટનો અવાજ રૂચતો ન હતો તેથી એક એક કંકણ રાખી બાકીનાં કંકણો રાણીઓએ કાઢી નાખ્યા છે, જેથી અવાજ ન થાય.

(આ સાંભળી વિજળીનો ઝબકારો થાય તેમ નમિરાજાના મનમાં વિચારનો ઝબકારો થયો.)

નમિ (સ્વગત) " ઓહો, કેવો ચમત્કાર ! બે સાથે હોય ત્યાં અવાજ, ઘોંઘાટ થાય છે, બે છૂટા પડે, એક હોય ત્યાં શાંતિ. એકથી અશાંતિ નથી. એકથી વધારે હોય ત્યાં જ અશાંતિ છે. બીજાનો સંગ છે ત્યાં કોલાહલ છે,—જ્યાં નિઃસંગતા છે ત્યાં અખંડિત શાંતિ છે. શાંતિ જોઈતી હોય તો એકલા પડવું. હવે આ રોગ શાંત થાય

તો હું આ રાજ્ય, મહેલાતો, રાણીઓ, વૈભવો બધું છોડીને એકલો આત્મસાધના માટે નીકળી પડું''

(પછી તો ચંદનના લેપ અને બીજા ઉપચારો થયા પરંતુ તેમનું લક્ષ્ય બીજે જ કયાંય હતું શરીરની વ્યાધિમાં જે લક્ષ્ય કેન્દ્રિત થયું હતું તે આત્મવિચારણામાં આગળ વધ્યું. દાહજ્વરની પીડા રાત્રી દરમ્યાન શાંત થઈ ગઈ, મન સ્વસ્થ થયું, નિર્મળ બન્યું અને જ્ઞાનનો આપોઆપ વિસ્તાર થયો.

તેમના નિશ્ચય પ્રમાણે તેમણે રાજ્યપાટ અને વૈભવ વિલાસનો ત્યાગ કર્યો પુત્રને રાજ્યનું શાસન સોંપી, પોતે ગૃહસ્થજીવનનો ત્યાગ કરી, સાધુજીવનમાં પ્રવેશ કર્યો.

નમિરાજા ગૃહ છોડી ત્યાગી બને છે તેવે વખતે ઇન્દ્રમહારાજા તેમની કસોટી કરવા માટે વિપ્રનું રૂપ ધારણ કરી આવે છે, અને બન્ને વચ્ચે આ પ્રમાણે પ્રશ્નોત્તર થાય છે—

વિપ્ર—હે આર્ય! આજે આ નગરીમાં શેનો કોલાહલ મચી રહ્યો છે? જ્યાં ત્યાંથી આ દારૂણ શબ્દો શેના સંભળાય છે?

નમિરાજર્ષિ— હે વિપ્ર, મિથિલા નગરીમાં, પાંદડાં, ફળ, અને ફૂલોથી યુક્ત એક સુંદર વૃક્ષ હતું, જેની છાયા શીતળ હતી, અને જે વૃક્ષ અનેક પ્રાણીઓને માટે સુખદ હતું, તે વૃક્ષ વાયુના ઝપાટાથી ઉથલી પડયું તેથી એ બધા પ્રાણીઓ અશરણ–દુખી બની આક્રંદ કરવા લાગ્યા છે. તેમની શીતળ છાયા જતી રહેવાથી આમ બન્યું છે

(જેવી માર્મિક ભાષામાં પ્રશ્ન પૂછાયો તેવોજ જવાબ અપાયો કારણ કે નમિરાજર્ષિ પ્રશ્ન પૂછવાનો હેતુ સમજી શકયા હતા.)

વિપ્રના વેષમાં આવેલા ઇન્દ્ર મહારાજ કસોટી કરવા માટે પ્રશ્નો આગળ લબાવે છે

વિપ્ર—હે ભગવાન, વાયુની મદદથી આ અગ્નિ આપના મહેલને બાળી રહ્યો છે. તેનાથી તમારું અંતપુર પણ બળ

તે તરફ કેમ ધ્યાન આપતા નથી?

નમીરાજર્ષિ—હે વિપ્ર, આ નગરીમાં મારૂં કાંઈ પણ છે જ નહિ તેથી અમે સુખેથી રહીએ છીએ અને સુખેથી જીવીએ છીએ. તમે તો એક મહેલની જ વાત કરો છો પરંતુ આખી મિથિલા નગરી બળતી હોય તો પણ તેમાં મારૂં કશુંય બળતું નથી. હું ઈચ્છું છું કે કાંઇ બળે નહિ પરંતુ બળતું હોય તો તેનાથી મને કાંઇ સુખ દુઃખ નથી. સ્ત્રી, પુત્ર અને સર્વ પ્રકારના દુન્યવી વ્યવહારોથી નિવૃત્ત થયેલ ત્યાગીને માટે કાંઇ પ્રિય કે અપ્રિય નથી. બધા બંધનોથી મુક્ત એકલ ગૃહરહિત મુનિ એકત્વભાવમાં રહે છે. "હું એકલો છું, મારૂં કોઇ નથી." એવી વૃત્તિ ધરાવે છે તેથી સુખના સાગરનો અનુભવ કરે છે.

વિપ્ર—હે ક્ષત્રિય, તારા નગરના રક્ષણ માટે કિલ્લો, દરવાજા, બુરજો, ખાઈઓ અને શતઘ્ની તોપો, વગેરે શસ્ત્રો બનાવીને તારા નગરને સુરક્ષિત કરીને પછી સંયમ લે તે યોગ્ય છે.

નમીરાજર્ષિ—હે વિપ્ર, મુનિ કેવા રક્ષણના સાધનો શોધે છે તે સાંભળો. શ્રદ્ધા રૂપી નગર, અને તેની રક્ષા માટે ક્ષમા રૂપી અત્ભુત કિલ્લો બાંધે છે. તપ-સંયમરૂપી ભોગળ બનાવે છે. ત્રણ ગુપ્તિ રૂપ બુરજ, ખાઈ, અને તોપ તેને સુરક્ષિત રાખે છે અને અજેય બનાવે છે. પુરૂષાર્થરૂપી ધનુષ્ય, ઈર્યા સમિતિરૂપી દોરી, ધૈર્યરૂપી મુઠથી ધનુષ્યને પકડી, સત્ય વડે તેને ખેંચી, તપરૂપી બાણથી, કર્મરૂપી કવચને ભેદનારો મુનિ, સંગ્રામનો અંત લાવી ભવ-પરંપરા અને જન્મમરણથી મુક્ત થાય છે.

વિપ્ર—હે ક્ષત્રિય, ઉંચા પ્રકારના ઝરૂખાઓવાળા બંગલાઓ, ઘરો તથા બાળ ક્રીડાંગણોનું નિર્માણ કરીને પછી સંયમ લેજે.

નમિરાજર્ષિ—જેના હૃદયમાં સંશય હોય તે જ માર્ગમાં ઘર બનાવે, કારણ કે જ્યાં પોતાને રહેવાનું નથી એવા રસ્તામાં ચાલતાં

ચાલતાં ઘર બનાવે તે કેવું કહેવાય ? જ્યાં પોતાને કાયમ રહેવાનું હોય ત્યાંજ ઘર બનાવવું જોઈએ

વિપ્ર–હે ક્ષત્રિય, ફાંસીયા, લુટારૂ, ખીસ્સા કાતરૂ, ચોર, ડાકુઓ વિ ને દૂર કરીને પછી તુ સંયમ માર્ગે જજે.

નમીરાજર્ષિ–મનુષ્યોથી ઘણી વાર ખોટી શિક્ષાઓ થઈ જાય છે અને નિર્દોષ માર્યા જાય છે અપરાધીઓને છોડી દેવામાં આવે છે અને નિરપરાધી દડાઈ જાય છે

વિપ્ર–હે ક્ષત્રિય, જે રાજાઓ તારે વશ થયા નથી તેમને વશ કરીને પછી સંયમ લેજે

નમીરાજર્ષિ–દુર્જય સગ્રામમા કે ભયાનક યુદ્ધમા દસ લાખ મનુષ્યોને એકલો હાથે કોઇ જીતે તે જીત કરતા જે પુરૂષ એક પોતાના આત્માને જીતે છે તે શ્રેષ્ઠ છે જે પુરૂષ બહારના યુદ્ધમાં જીતે છે તેને જે શાંતિસુખ મળતા નથી તે એક આત્માને જીતનારને મળે છે આત્મા સાથે જ યુદ્ધ કરવુ ઉચિત છે બહારના યુદ્ધથી શુ વળવાનું છે ?

આત્માથી આત્માને જીતનારજ સુખી થાય છે. પાચ ઇન્દ્રિયો ક્રોધ, માન, માયા અને લોભ, અને દુર્જય એવો પોતાનો આત્મા–એને જીત્યાથી બધું જીત્યું જાણવું.

વિપ્ર–હે ક્ષત્રિય, મોટા મોટા યજ્ઞો કરીને, શ્રમણ બ્રાહ્મણોને જમાડીને, દાન કરીને પછી તુ સંયમ લેજે

નમીરાજર્ષિ–હે આર્ય, જે મનુષ્ય દર મહિને દસ લાખ ગાયો દાનમા આપે તેના કરતાં કાંઇ પણ ન આપનાર સયમી શ્રેષ્ઠ છે, કારણ કે તે મોટામાં મોટું અભયદાન આપે છે.

વિપ્ર–હે મહારાજા, ગૃહસ્થાશ્રમની ફરજો બજાવવી મુશ્કેલ છે. તેને છોડીને તું બીજો આશ્રમ અપનાવવા તૈયાર થયો છે તેના કરતાં તુ ગૃહસ્થાશ્રમમાં રહીને જ ધર્મધ્યાનમાં રક્ત રહે તે શ્રેયસ્કર છે.

નમીરાજર્ષિ–કોઈ અજ્ઞાની મનુષ્ય માસખમણ તપ કરે અને પારણે દાભના તરણા ઉપર રહે એટલું ખાય તો તે જ્ઞાનપૂર્વકના સાચા તપની સોળમી કળાએ ગણાય નહિ.

વિપ્ર-હે ક્ષત્રિય ! ચાંદી, સોનું, મણી, મોતી, વસ્ત્રો, વાહનો અને ભંડાર એટલે રોકડ નાણું વધારીને પછી તું સંયમ લેજે.

નમીરાજર્ષિ-હે વિપ્ર, કૈલાસ પર્વત જેવડા સોના અગર ચાંદીના એક નહિ પણ અસંખ્ય ઢગલા કદાચ એકજ મનુષ્યની પાસે થઇ જાય-અથવા આપવામાં આવે-જો કે એવું બને નહિ, પરંતુ કલ્પના કરીએ કે કોઈ અસાધારણ સંજોગોમાં આમ બને તો પણ તે મનુષ્યને સંતોષ ન થાય, લોભ પર નિયંત્રણ ન હોય તો તે લોભી મનુષ્યની તૃષ્ણા છીપતી નથી, કારણ કે તૃષ્ણા આકાશ જેવી અનંત છે. ધન્ય ધાન્ય સહિત આખી પૃથ્વી કોઈ એક મનુષ્યને આપવામાં આવે તો પણ તેની ઇચ્છા પૂરી થાય નહિ, એમ જાણીને જાગ્રત મનુષ્ય તપ, ત્યાગનું આરાધન કરે.

વિપ્ર—હે રાજન, તને મળેલી આ દુર્લભ ભોગોની સામગ્રીને તું છોડી દે છે, અને નહિ મળેલા એવા કામભોગોની ઇચ્છા કરે છે, પરંતુ પછીથી સંકલ્પ વિકલ્પ થશે અને મળેલા ભોગો નહિ ભોગવ્યા બદલ પશ્ચાતાપ થશે.

નમીરાજર્ષિ--કામભોગો શલ્ય સમાન છે અથવા વિષ છે. કામભોગો પ્રાપ્ત કરવાની આસક્તિવાળા લોકો કામભોગો પ્રાપ્ત કર્યા વિના જ દુર્ગતિમાં ચાલ્યા જાય છે. કામભોગોની પ્રાપ્તિ માટે કષાયોમાં છવાત્મા જોડાય છે. તે કષાયોથી શું બને છે તે સાંભળો. ક્રોધ કરવાથી જીવ નર્કમાં જાય છે, માનથી નીચ ગતિ થાય છે, માયાથી શુભ ગતિનો નાશ થાય છે અને લોભથી આ જીવનમાં અને અન્ય જીવનમાં ભય ઉત્પન્ન થાય છે, એટલે બંને ભવ બગડે છે.

ઇન્દ્ર મહારાજે નમીરાજર્ષિની શ્રદ્ધા, અંતરની ભાવના, સમજ અને શક્તિની પરિક્ષા કરવા માટે આ પ્રશ્નો પૂછ્યા હતા. એકએક પ્રશ્ન પૂછતા ગયા અને જવાબો સાંભળ્યા બાદ નવા પ્રશ્નો કરતા ગયા. કસોટીના બધા જ પ્રશ્નો થઈ ગયા ત્યારે છેવટે પ્રસન્ન થઈ ઇન્દ્રમહારાજાએ વિપ્રનું રૂપ તજી દીધું અને પોતાનું મૂળરૂપ ધારણ કર્યું. પછી નમીરાજર્ષિને વંદન કરીને આ પ્રમાણે મધુર વચનોથી

તેમની સ્તુતિ કરવા લાગ્યા

"અહો રાજર્ષિ ! તમને ધન્ય છે તમે ક્રોધને જીતી લીધો છે, માનને પરાસ્ત કર્યો છે, માયાને દૂર કરી છે અને લોભને સંપૂર્ણ-પણે વશ કર્યો છે. હે સાધુ, શું તમારી સરલતા, શું તમારી કોમળતા, શું તમારી ઉત્તમ ક્ષમા, અને શું તમારી નિર્લોભતા !

હે ભગવાન ! આપ અહિં પણ ઉત્તમ છો અને પરલોકમાં પણ ઉત્તમ થશો. આપ કર્મરજ રહિત થઈ લોકમાં ઉત્તમ સ્થાન પામશો.

આ પ્રકારે ઉત્તમ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક રાજર્ષિ નમિરાજની સ્તુતિ અને પ્રદક્ષિણા કરતા કરતા ઇન્દ્રમહારાજ નમસ્કાર કરવા લાગ્યા.

પછીથી ઈન્દ્ર નમીરાજના ચરણોમાં વંદના કરી ચાલ્યા ગયા.

ગૃહસ્થાશ્રમ છોડી, ત્યાગી બનેલા વિદેહી નમીરાજર્ષિની ઇન્દ્ર મહારાજએ પરીક્ષા કરી, પરંતુ સંયમથી તે કિંચિત્ વિચલિત થયા નહિ અને પોતાના આત્માને વિશેષ નમ્ર બનાવીને આગળ વધ્યા શાણા, તત્વજ્ઞ, પંડિત અને બુદ્ધિમાન સાધકે સ્વયં બોધ પામીને નમીરાજર્ષિની જેમ ભોગોથી નિવૃત્ત થાય છે

# (૩૧) આસ્તિક અને નાસ્તિક

( લેખિકા : આશાબેન વ્રજલાલ શાહ–મહેસાણા )

પાત્રો :—આશા, અનુ, સુધા

આશા—અનુભાઈ, કેમ હમણાં તો દેખાતા જ નથી, સમયનો અભાવ લાગે છે, ખરું ને ?

અનુ—શું થાય ! ઉનાળો આવે એટલે પંખાની માંગ વધે, જમવાનો પણ પૂરતો સમય મળતો નથી.

આશા—અમારે છે કાંઈ ચિંતા ! શાંતિ શાંતિ છે બે ટાઈમ જમવું અને મહાવીરનું નામ લેવું વધુ બેશું કરવું હોય તો ચિંતાને ! ખરું ને ? (દિવાલ સામે જોઈને...)

અનુ—કેમ આશાબ્હેન, આમ એકાએક શાંત ? વિચારશીલ ?

આશા—કાંઈ નહીં અમસ્તી જ.

અનુ—(લાગણી વશ બનીને) અરે બ્હેન, એમાં શરમ શું ! કહોને. કેમ વિચારશીલ ! કાંઇ કોઈએ ભૂલ કરી છે કે તમે ?

આશા—ભાઈ, એ તો આ જરા દિવાલપર અંબાઝમાતાની મૂર્તિ, તેની પાસે પડેલી દીવી જોઈ વિચાર આવે છે કે તમો જૈન છો, પણુ અંબાઝમાતને ખૂબ માનતા લાગો છો.

અનુ—હા, બ્હેન, એક ધર્મમાં તો રહેવું જોઈએને ? આપણા ધર્મમાં તો હું કાંઇ જાણતો નથી. અંબાઝમાતામાં તારા ભાભી માને છે. હું તો નાસ્તિક જ છું.

આશા—ભાઇ, ભગવાન તો સર્વધર્મના એક જ છે. જેમ કનકના જુદા જુદા ઘાટ ઘડેલા છે તેમ ભગવાનના જુદા જુદા નામ છે. પણ દરેક મનુષ્યે પોતાના ધર્મમાં અવશ્ય જ રહેવું જોઇએ, પછી ગમે તે સંકટ આવે.

અનુ—બ્હેન, જૈન ધર્મમાં ઝીણું ઝીણું બહુ છે, જૈન ધર્મમાં તો ક્રિયાનો પાર જ નથી, કંટાળો આવે છે.

આશા—અરે ! તમે જૈન ધર્મને ઊંડાણથી તપાસો તો ખબર પડશે કે તેમાં શું છે, ભાઇ આપણું અમૂલ્ય એવું ઝવેરાત જ્યારે તોલાય છે ત્યારે બીજી હવાની રજ ન લાગે તેમજ હવાનું વજન વધી ન જાય માટે કેટલી ચોકસાઈ રાખવામાં આવે છે. તે પ્રમાણે આપણા અમૂલ્ય જૈન ધર્મની ચોકસાઈ રાખવામાં આવે છે, જેથી કોઈ દોષ પ્રવેશ ન કરે.

અનુ—બ્હેન, પુણ્ય-પાપ છે કે નહિ તે મને સમજાતું જ નથી. આ તો એક ફોટો રાખું છું. મને એમ થાય છે કે ભગવાન હોય તો ચમત્કાર બતાવે કે નજરે દેખાય.

આશા—ખરું ? તમે તો મૂર્ખ જેવી વાત કરો છોને ? ભાઇ, ચમત્કાર તો પેલો પૈસાનો લોભી જાદુગર જ બતાવે જેથી સર્વ લોક તેની પ્રત્યે આકર્ષાય. જ્યારે ભગવાનને કાંઇ લોભ નથી. તેને તમારી

જરૂર નથી. તમારે તેની જરૂર છે માટે તમે ચમત્કાર બતાવો.

અનુ—ઇશ્વરને તો આજે માનવી ગણુતો જ નથી. વૈજ્ઞાનિક શોધો કેટલી થઈ? ભગવાને શું કર્યું?

આશા—માનવીએ શોધો કરી પણ મૂળતત્વ પ્રકાશિત કરનાર ઇશ્વરજને? વૈજ્ઞાનિકોએ તો હતું તે શોધ્યું. તમે તો ભગવાનને જુઓ તો માનો કેમ? પણ ભગવાન તો આ ચર્મચક્ષુથી નહીં દેખાય તેને જેવા દિવ્ય ચક્ષુ જોઇશે, એક જૈન થઈને જો જૈનધર્મ વિશે શંકા ધરાવે તો બીજા માટે શી નવાઈ!

અનુ—બ્હેન, ધર્મ કરનાર વ્યક્તિને જ દુ:ખ પડે છે તેવા મારા ઘણા અનુભવ છે,

આશા—એતો સોનાની કસોટી થાય. સતીને જ દુઃખ પડે, ઇશ્વિર (કર્મ) દરેક મનુષ્યની કસોટી કરે છે કે તે પોતાના ધર્મમાં અડગ છે કે નહીં! પણ માનવી છેવટે જો તેના ધર્મમાં અડગ જ હોય તો તેને પ્રત્યક્ષ નહીં, પરોક્ષ રીતે બદલો મળે છે.

અનુ—હુ એમ કહું છુ કે આ બધુ કહેનાર કોણ? સૂત્રો લખનાર પણ માણસોને? હું તો કાંઇ માનતો નથી. મને દેખાય તોજ માનું.

આશા—ભાઈ, હું કહું છું કે તમે મને પવન બતાવો, કેમ! કેટલીવાર! બતાવોને!

અનુ—પવન! તે તો કાંઇ બતાવાય! તેનો અનુભવ જ થાય, આપણને દરેકે કહ્યું છે કે આ પવન છે માટે પવન છે.

આશા—ભાઈ, પવનની જેમ ધર્મ કે ઇશ્વિર દેખાતા નથી. અને તે છે તે માણસો નહીં પણ તીર્થંકર દેવ તેઓ બતાવી ગયા તે ધર્મ માનવો જોઇએ. તમે તો કાલે કહો કે મારા દાદા નહોતા તો શું તે સર્વ માનશે ખરા? તમે તમારા દાદાને જોયા નથી તો પણ માનશો કે દાદા હતા કારણ કે વડિલો કહે છે માટે.

અનુ—મને સવાલ થાય છે કે જન્મ, જરા, મરણ, અને રોગાદિક દુ:ખો આપણે શાથી પામીએ છીએ? તેનાથી મુક્ત કેવી રીતે થવાય?

આશા—કરેલાં કર્મોના ઉદયથી આપણે દુઃખો પામીએ છીએ. જ્યાં સુધી દુઃખોના મૂળ કારણરૂપ કર્મ છે, ત્યાં સુધી દુઃખ પણ હોય છે જ પરંતુ કોઈ ઉપાય વડે એ કર્મના બંધનથી આપણે મુક્ત થઈએ તો સર્વ દુઃખથી મુક્ત થઈએ છીએ.

અનુ—હજુ મનેતો લાગે છે કે આ ધર્મનામની બીક છે. જેમ બાળક છાનું રાખવા માટે બિલાડી આવી એમ કહીએ છીએ તેમ ધર્મ શબ્દ કે તત્વ માનવોને વ્યવસ્થિત રાખવા માટે કહેવાય છે, શું સ્વર્ગ–નર્ક છે?

આશા—અરે...રે..! ભાઈ, આ દુનિયાના લોકોને બાળક બનાવી બધા ધર્મપ્રિય લોકો મૂર્ખા છે એમ જ ને? તારી મોટી ભૂલ થાય છે. ધર્મવિહોણા જીવોનું કદી પ્રભાત ઉગશે નહીં એ યાદ રાખજે હો. સ્વર્ગ–નર્કની કથા મોટી છે.

અનુ—બ્હેન, આ જિંદગી એટલે શું તે તું કહીશ!

આશા—જિંદગી તો સર્વ કોઇ પૂરી કરે છે. કુતરા ને ગધેડાઓ પણ પૂર્ણ કરે છે, પણ કુતરામાં ને આપણામાં ફેર છે, આપણને આ ઉત્તમ મનુષ્યભવ મલ્યો છે. તો તેને નકામો વેડફી દઈશું તો છેવટે સરવાળામાં મીંડું જ આવશે. જિંદગી એ કર્તવ્યની ક્રીડા-ભૂમિ, ત્યાગની તળેટી ને ઉચ્ચ આદર્શોની દીવાદાંડી છે. એ માનવે ભૂલવું ન જોઈએ.

અનુ–ખરેખર? મૂડી ખર્ચી નાખનાર અને બચત કરનાર આપણે જ છીએ. જિંદગીરૂપી મૂડી શેમાં ખર્ચવી તે તો આપણેજ નક્કી કરવું જોઈએ.

આશા—ભાઈ, ધર્મ કરનાર માણસ સર્વશ્રેષ્ઠ ગણાય છે જેમ આપણે માતાની પસંદગી કરવાની હોતી નથી. તે તો પૂર્વકર્મ કરી આપે છે, તેમ ધર્મની પસંદગી સર્વજ્ઞ તીર્થંકરોએ કરી તમને ઉત્તમ એવો જૈનધર્મ આપ્યો છે તો તેને જ આપણે શા માટે ન અપનાવીએ? આ લોકમાં શ્રેય અને પ્રેય બે પ્રકારના માલ

મલે છે તેમા આપણે કયો માલ લેવો તે પસદગી આપણી છે.

અનુ—હવે ભૂલ થઈ ગઈ તેનું શુ ? પાપ કરેલું પુણ્યમા ફેરવાય ?

આશા—ભૂલ ન કરે તે દેવ, અને ભૂલ કરી સુધારે તે માનવ, ભૂલ કબૂલ ન કરે તે મૂર્ખ। માટે તમને પસ્તાવો થયો ને જ બહુ છે હવે ભૂલ ન થાય તો બસ. કલાપીએ કહ્યું છે કે—

"હા ! પસ્તાવો વિપુલ ઝરણુ સ્વર્ગથી ઉતર્યું છે,

પાપી તેમાં ડૂબકી દઈ ને પુણ્યશાળી બને છે."

અનુ—થોડાસમય માટે મને એમ થાય છે કે ધર્મ જ સર્વસ્વ છે પણ જ્યારે દુકાને જાઉં છું ત્યારે બધું ભૂલીને લોકોને છેતરવાનુ ચાલુ કરું છું. એમ થાય છે કે થોડું વધુ કમાઈ લઉં, એટલે તારાભાભી તેમજ કુટુબીજનો ખુશ રહે.

આશા—આ જ માનવનુ અધઃપતન કરે છે. લોભ, મોહ, માયા એ તો જીવનતું ધીમું ઝેર છે.

ભાભી—અરે ! કયારના શું ચર્ચાઓ કરો છો ? સમયની ખબર છે કે નહી ?

આશા—ભાઈ અનુ લો ! ભાભી પણ આવી ગયા. તેમને તું પૂછ કે મારી મિલકતની તું ભાગીદાર છો તો પાપની પણ અડધી ભાગીદાર થઈશ ને ?

અનુ—આશાએ કહ્યું તેમ મારા પાપની તું ભાગીદારને !

ભાભી—ના હો. જરાય નહીં. તે પાપની ભાગીદાર હું શા માટે થાઉં ? સૌ સૌના કર્યા સૌ ભોગવે, માટે પાપ કરતાં વિચારજો.

અનુ—આશા ! ખરેખર આ જિંદગીમાં જેને મારા માન્યા હતા તે જ મારા નથી. મૃત્યુ સમયે બધું અહીં જ રહેશે. સાથે તો પુણ્યનું ભાથું બાંધ્યું હશે તે જ આવશે.

આશા—બસ ભાઈ, સમજ્યા ખરા, પુણ્ય હશે તો આપણી

મૂડી છે તેમ કહેવાશે. બાકી તો પૈસે ટકે ધનવાન હોય તો પણ તે રંક જ છે,.

અનુ—બહેન, મને આજે ઘણો આનંદ થયો. તમે મને જે સાચો રાહ બતાવ્યો તે બદલ તમારો આભાર......જય જિનેન્દ્ર !

---

## ૩૨ ગુરૂ અને શેઠનો સંવાદ

ગુરૂ—અરે શેઠજી! કાલ સવારે લાલબાગમાં મોટી જાહેર સભા ભરાવાની છે, જેની અંદર પધારવા માટે સર્વેને હેન્ડબીલ-દ્વારા આમંત્રણ આપેલ છે. ત્યાં મોક્ષની ગતિ કેમ પ્રાપ્ત થાય, તે વિષે વિવેચન થશે માટે જરા ત્યાં પધારવા કૃપા કરશો. ?

શેઠ—હેન્ડબીલ તમારૂં ભાળ્યું, તેમાં દેખાડ્યું મોક્ષપુરનું બારૂં,.
હાલ કામમાં નથી નવરાશ, ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગાઈશું. ૧.

ગુરૂ—અરે શેઠજી! તમારે બબ્બે તો દીકરા છે, છતાં સંસારની વ્યાધિ કેમ મુકતા નથી?

શેઠ—મોટો છોકરો જુગારી થયો છે, નાનો છોકરો વિલાયત ગયો છે..
એવો ધમરોળ ચાલી રહ્યો છે, ગુરૂરાજ૦ ૨

ગુરૂ—અરે શેઠજી! તમારી તીજોરીની અંદર સાઠ લાખ રૂપિયા તો રોકડા પડેલા છે, માટે જરા સમજો.

શેઠ—સાઠ લાખની પુંજીને શું કરીએ, સાઠ અબજ તીજોરીમાં ભરીયે,
ત્યારે કાંઇક શાંતિ દીલ ધરીએ, ગુરૂરાજ૦ ૩

ગુરૂ—અરે શેઠજી! સાઠ લાખ ઉપરાંત આ મુંબાઇમાં રહી, વધુ પ્રાપ્ત કરી શકશો નહિ, માટે શેખચલ્લીના મનસુબા મુકી દો.

શેઠ—યુરોપ આફ્રિકા સુધી વિચરશું, આસ્ટ્રેલિયાનું સોનું સંઘરશું,.
અમેરિકાની લક્ષ્મી અહિં ભરશું, ગુરૂરાજ૦ ૪.

ગુરૂ—અરે શેઠજી! તમારે ત્યાં સો-દોઢસો તો માળા છે,.

પચાસ તો મીલ પ્રેસ ને જીન છે; જેનાં વ્યાજ–ભાડામાં ખાઓ, પીઓ ને મઝા કરો, અને વધુ ન બને તો પરમાત્માના નામની માળા ફેરવો.

શેઠ—હજી થાશું હજાર મીલવાળા, ઉપર બારસેં બાંધશું માળા,

ગુરૂ કોની ફેરવીએ માળા, ગુરૂરાજ૦ ૫

ગુરૂ—અરે શેઠજી! તમારી સાઠ વર્ષની ઉમર થઈ, કાળા ફીટી ધોળા થયા. મોઢે કરચલી વળી ગઈ, ચાલતા અંગ ધ્રુજે છે, માટે જરા વિચારો; યાદ રાખજો કે મરતી વખતે ફેડનો કંદોરો પણ લઇ લેશે.

શેઠ—સાઠ વર્ષની ઉંમર છે અમારી, તે શું આખે આવી છે તમારી,

હજી લાવવી છે નૌતમ નારી, ગુરૂરાજ૦ ૬

ગુરૂ—અરે શેઠજી! યાદ રાખજો કે, તમારે તમારી કરણીનાં ફળ અવશ્ય ભોગવવાં પડશે. બિચારી નાજુક બાળાનો ભવ બગાડવા જેવું એક નિર્દય કામ તમારા જેવા અક્કલના ઓથમીરોથી જ બને. જ્યારે કર્મ ઉદય આવશે ત્યારે રોતા પણ છુટકારો થશે નહિ માટે હવે ધર્મને માર્ગે વળો.

શેઠ— કર્મ ધર્મને હું કાંઈ ન જાણું, વૈભવ વિલાસમા સુખ માણું,

પ્રભુ ભજવાનું દૂર છે ટાણું, ગુરૂરાજ મારા૦ ૭

ગુરૂ—અરે શેઠ, વૈભવ અને વિલાસ ચાર દિવસની ચાદરડી છે. જુઓ, યમરાજ ડોળા ફાડીને તમારી રાહ જોઈ રહેલ છે. મૃત્યુ અચાનક આવશે અને તમને નાક લઈ જશે ત્યારે પસ્તાવાનો પાર નહિં રહે માટે કંઇક સમજો અને મનને સંયમી બનાવી પરોપકારનાં કાર્યો કરો, તો પરભવમાં તમારા આત્માનું કલ્યાણ થાય

શેઠ—ગુરૂ, શીખ તમારી છે સારી, જે લાગી છે મુજને પ્યારી,

હવે માયા ને મમતા નિવારી, ગુરૂરાજ મારા, ગોવિંદના ગુણ ગાશું.

ગુરૂ—શુભં ભવતુ ........જય મહાવીર!

---